: પ્રકાશકો :

નવનીતલાલ પ. મદ્રાસી
આદર્શ પુસ્તક ભંડાર
મનજીભાઈની ફેક્ટરી સામે
ભદ્ર : અમદાવાદ.

રતીલાલ એચ. શાહ
યુગધર્મ કાર્યાલય
આનંદ ભુવન
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.









ઈ. સ. ૧૯૪૫ ] પ્રથમ આવૃત્તિ [ વિ. સં. ૨૦૦૧



મૂલ્ય રૂા. ૩-૦-૦ વાર્ષિક લવાજમ રૂા. ૮-૦-૦



મુદ્રક :
'સંદેશ લિમિટેડ' વતી
નંદલાલ ચુનીલાલ
બોડીવાળા.

મુદ્રણસ્થાન :
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ,
માધુભાઈ કૉલોની,
અમદાવાદ.

# નવું વાર્તા સાહિત્ય

| | | |
|---|---|---|
| પ્રેમ-પ્રતિજ્ઞા | સ્વ. પ્રેમચંદજી | ૩-૮ |
| ગૂજરાણી | „ | ૩-૮ |
| અજ્ઞાતા | શ્રી. ચુ. વ. શાહ | ૧-૮ |
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | શ્રી. દર્શક | ૫-૦ |
| [ સ્વામી આનંદની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના સાથે ] | | |
| વિવાહ મંદિર | નારાયણચંદ્ર ભટ્ટાચાર્ય | ૩-૦ |
| વિસર્જન | અનુ. પલાશ | ૨-૮ |
| બહિષ્કાર | „ | ૩-૦ |
| ઘુવડ બોલ્યુ | શ્રી. નીરુ દેસાઇ | છપાય છે |
| પરિહાસ | શ્રી. સ્વ. નવલરામ ત્રિવેદી | „ |
| કલંક શોભા | પ્રો. ના. સી. ફડકે | „ |

# પ્રસ્તાવના

સાહિત્યમાં નવલકથાની ખાસ ખૂબી એ છે કે ભિન્ન ભિન્ન પ્રકારના માનવહૃદયો અને મનોવ્યાપારોને બહુ ઊંડાણથી જોવા એમાં પ્રદર્શિત કરવામાં આવે છે એવાં બીજા કોઈ રીતે થઈ શકતાં નથી.

આ મુળ નવલકથા સ્વીડનની છે. એ દેશકાળ ગુજરાતીમાં ઉતારવો મુશ્કેલ અને અસંભવ છે. તેથી અમુક અમુક ક્ષતિઓ આમાં દૃષ્ટિગોચર થાય છે. છતાં એકંદરે આ નવલકથા બહુ અસરકારક બની છે.

પશ્ચિમનો આખો સંસાર અજ્ઞાની, ઉકળાટીઓ અને સમતોલપણું ગુમાવેલો છે. કહેવાતા પ્રેમને એમણે હદ ઉપરાંત મહત્વ આપી દીધું છે અને તે પણ એનું સ્વરૂપ પૂરેપૂરું સમજ્યા વિના અને એની પાછળ ખરી ખોટી એવી ઘણી મૂર્તિપૂજા ચાલુ થઈ છે.

સ્ત્રી સ્વાતંત્ર્યના નવા વિચારોને લીધે સમાજિક અંકુશો એમના દેશમાંથી ઉચકાઈ ગયા છે અને વ્યક્તિવિકાસની સ્વાતંત્ર્યતાને નામે જાતિય આકર્ષણો અને સ્વચ્છંદ વધી ગયાં છે.

સંયમ, વિવેક, ધર્મ ઈત્યાદિ, સદ્‌ગુણો એ પ્રજા ગુમાવી બેઠી છે અને તલસવલસપણું, અકળામણ, અસંતોષ અને ઉચ્છૃંખલતાને ત્યાંના યુવકયુવતી હક્ક અને વ્યક્તિસ્વાતંત્ર્યની પૂજા ગણે છે.

હજારો વર્ષના અનુભવથી ઘડાયલી આપણી સંસ્કૃતિના વારસો, પશ્ચિમના આ સામાજિક પ્રવાહોને ઝીણવટથી સમજી લે તે આપણા વર્તમાન અને ભવિષ્યના કલ્યાણને માટે જરૂરનું છે.

આદર્શ, શાંતિ અને નીતિમય સમતોલ જીવન તો આપણે પણ ગુમાવ્યાં છે. અસમાન લગ્નો, સ્ત્રીઓની ગુલામી અને લગ્નજીવનનાં વિશુદ્ધ સુખો આપણે ત્યાં પ્રાચીન વર્ણવ્યવસ્થાના સમયમાં હતાં એવાં રહ્યાં નથી અને નકમા ગુરુઓ પણ બહુ થઈ પડ્યા છે.

એ જેમ ઓછા હોય તેમ કેટલાક હદ ઉપરાંતના નવીનોએ તો રશિયાને ગુરુ કર્યો હતો. અને એની ક્રાંતિમય દશાને હિંદમાં પણ ઘણું જીવો કહીને એના જયઘોષ પુકારવા માંડયા હતા.

એવા સમામાં આ પુસ્તક આપણી આંખ ઊઘાડનાર નીવડશે.

આખરે કંચન રવડીરખડીને પૂજારીને ત્યાં પાછી આવે છે, નીરુને લેખક મારી નાખે છે અને એની મીલકત દેશસેવાર્થે કંચન અને પૂજારીને મળે છે ત્યારે લેખકને જંપ વળે છે.

આ પુસ્તકનો મધ્યવર્તિ ઉદ્દેશ (Central idea) જીવનને મૃત્યુ કરતાં વધારે ઉચ્ચ ગણો એ ઉપદેશ આપવાનો છે. મૃત્યુ જીવનને દબાવી દે એ માટે નહિ પણ જીવન મૃત્યુને વશ કરીને વર્તે તે માટે સંસાર છે. પશ્ચિમના લોભે, મૂડીવાદે અને સામ્રાજ્યવાદે જીવનનાં સુખ, આનંદ અને ઉન્નતિ મારી નાખ્યાં છે એ તરફ લેખક હૃદયવેધક રીતે આ નવલકથામાં આપણું ધ્યાન ખેંચે છે. એમની પૃથક્કરણ કળા અદ્‌ભુત છે.

પ્રસંગોની ગુંથણી ચિત્તાકર્ષક છે અને દિવ્યદષ્ટિ, મનોવિજ્ઞાનનાં ગૂઢ તત્ત્વો વગેરે પ્રસંગો રચીને જગત્‌ તરફની આપણી ઉપલકિયા દષ્ટિ બદલવા લેખકનું સૂચન સ્પષ્ટ છે.

ભાષા વધારે સરળ અને પ્રસંગો દેશને વધારે અનુકૂળ કરાયા હોત; પરંતુ આખરે એ વાત બહુ અગત્યની નથી.

અગત્યનું છે નવલકથાનું કલાવિધાન અને એ તો આપણને ભાવપૂર્વક રીતે ભાઈ પલાશે આપ્યું છે.

ગુજરાતી સાહિત્યમાં આ નવા લેખકને હું સહર્ષ આવકાર આપું છું.

૨૨–૩–૪૫ હરિપ્રસાદ

# નિવેદન

જનતા આગળ આ પુસ્તક ધરતા મને સંકોચ થાય છે. છતાં જનતા આ પુસ્તક સત્કારશે એ આશાએ બહાર પાડવાની હિંમત ધરું છું. નવલકથા જો વાંચવા યોગ્ય બની હશે, તો મારે માટે ઘણું છે.

આ નવલકથાની હસ્તપ્રત સાંગોપાંગ વાંચી જઇ તેમાં રહી ગયેલી ઊણપો દૂર કરવા સારુ કેટલીક અગત્યની સૂચના કરવા બદલ શ્રી. નીરુ દેસાઈનો અને પુસ્તકના કાચાં (પ્રુફ) જોવા બદલ શ્રી. માણેકલાલ જોશીનો અહીં હું આભાર માનું તો તે અસ્થાને નહિ જ ગણાય.

અને અમારા મંડળ તરફથી પુસ્તકાલય ખૂલ્લું મૂકી મુરબ્બી ડૉ. હરિપ્રસાદે તેમની મમતા અમારા પ્રત્યે પ્રદર્શીત કરેલી. ત્યારબાદ ઘણીય વેળાએ અમારે તેમની સ્નેહછાયા લેવાનો અવસર આવેલો છે. ભારે પ્રવૃત્તિમયતા વચ્ચે પણ આ નવલકથાની પ્રસ્તાવના લખી આપવાનો એ સમય કાઢી શકયા, એ એમની સ્નેહછાયાનું પ્રતિબિંબ જ છે.

રાષ્ટ્રીય આદર્શ મંડળ
જમાલપુર, ટોકરશાહની પોળ
અમદાવાદ.
તા. ૭-૩-૪૫

પલાશ

# મૃદુલ ગ્રંથાવલિ

## : નિયમો :

---

૧ આ ગ્રંથાવલિનું વર્ષ કારતક સુદ ૧ થી આસો વદ ૦)) સુધીનું ગણાશે.

૨ આ ગ્રંથાવલિમાં ત્રણથી ચાર પુસ્તકો આપવામાં આવશે.

૩ દરેક પુસ્તક ગ્રાહકને ઘેર બેઠાં મળશે. અને ગ્રંથાવલિનું છેલ્લું પુસ્તક નવા વર્ષનું લવાજમ વસુલ કરવા વી. પી. થી મોકલવામાં આવશે. જો કોઇ ગ્રાહકે ગ્રાહક તરીકે કમી થવું હોય તો અમને ટપાલ દ્વારા ખબર આપવી જોઈશે, જેથી તેમનું છેલ્લું પુસ્તક વી. પી. નહિ કરતાં બુકપોસ્ટથી રવાના કરવામાં આવશે.

૪ વી. પી. પાછું વાળનારનો તે પુસ્તક પર કાંઈ અધિકાર રહેશે નહિ.

**વાર્ષિક લવાજમ રૂા. ૮-૦-૦ દેશમાં**

**આ દ ર્શ પુ સ્ત ક ભં ડા ર**

ધનજીભાઈની ફેક્ટરી સામે

ભદ્ર.........................................અમદાવાદ.

# બહિષ્કાર

## પ્રકરણ ૧ લું

સુંદરપુરની દક્ષિણે, ટેકરીઓથી ઘેરાયેલા ઝુલાણા ગામમાં, એક યુગલ રહેતું હતું. પતિપત્ની બંને દેખાવે એક બીજાંથી તદ્દન વિભિન્ન હતાં. પતિ બેડોળ અને સુરત હતો, ત્યારે પત્ની ચાળીસ વર્ષની ઉમ્મરે પણ વીસ વર્ષની લલના જેવી સુંદર અને સુકુમાર હતી. તેમનાં નામ હતાં કેવળભાઈ અને સીતા.

એક દિવસની વાત છે. મનોહર સંધ્યા સમયે કેવળભાઇ ઝૂંપડીની બહાર ઓસરીમાં બેસી સવારે પોતે વાંચેલા વર્તમાનપત્રના સમાચાર સીતાને સંભળાવતા હતા. સીતાનું મન પતિની વાતોમાં ન હતું. તે મનમાં વિચારતી હતી, 'કેવું અદ્ભૂત તેમનું મગજ છે? વર્તમાનપત્રની બેચાર લીટીમાંથી પણ કેટલું રહસ્ય, કેટલો સાર ગ્રહણ કરે છે? પણ અફસોસની વાત તો એ છે, તે પોતાની પ્રતિભાનો ઉપયોગ મારું માથું પકવવા સિવાય બીજે ક્યાંય કરતા નથી.'

ઝૂંપડીની સામે એક જીર્ણ મકાન હતું. તેમાં કેવળભાઇના વડવાઓ રહેતા હતા, પણ આજકાલ કરતાં છેલ્લાં ઘણાં વર્ષથી તે મકાન રહેવા યોગ્ય ન હતું, એટલે કેવળભાઇ રસોડા અને કોઠાર તરીકે વપરાતી ઓરડીઓમાં રહેતા હતા. એકાએક સીતાની નજર તે મકાન પર પડી અને તેના મનમાં વિચાર ઊઠયો, 'જો તેમને પણ બાપદાદાની માફક વ્યાજવટાવના ધંધા પર પ્રેમ હોત, તો આજે આ દશા ન હોત. પણ ખેતીની ધૂન સિવાય બીજું સૂઝે ત્યારેને? ખેતીની ધૂનમાં દેવાનો બોજો વધતો જાય છે, તેનો પણ તેમને ખ્યાલ નથી આવતો.'

સીતા પતિની સામે ચૂપચાપ બેઠી હતી; પણ તેનું મન પક્ષીઓની ચંચળ ડોકની માફક આમતેમ ઘૂમતું હતું. તે ઝૂંપડીની પાછળ શેરડી અને ઘઉંનાં ખેતરો તરફ જોતી હતી. ઝુલાણાનો ઘણોખરો ભાગ ટેકરીઓથી ઘેરાયેલો હતો. ટેકરીઓ વચ્ચે હરિયાળાં ખેતરો સમુદ્ર વચ્ચે આવેલા ટાપુઓ જેવાં સુંદર લાગતાં હતાં. આ બધું કેવળભાઇની અગાધ મહેનતનું પરિણામ હતું. ઝુલાણાની જમીન ખેડાઉ બનાવવા માટે તે કેટલાંય ગાડાં ભરીને ખાતર લાવ્યા હતા. તેમને આશા હતી કે એક દિવસે જરૂર આ આશા ફળશે. પણ સીતાને આ વાત પર રતિભાર પણ વિશ્વાસ ન હતો. તે ખેતરો તરફ જોઇ વિચારતી હતી, 'આ ઉકરડા પાછળ મહેનત બરબાદ કરવાનો શો અર્થ હશે? શિયાળાનું એક જ હિમ આ હરિયાળાં ખેતરોને સાફ કરવા માટે પૂરતું છે. હું તો કહું છું કે આ ખેતીની જંજાળમાં પડવું એજ મૂર્ખાઇ છે. આથી તો વ્યાજ-વટાવનો વ્યવસાય ઘણો સારો.'

આજે પણ દૃષ્ટિ મકાન પર પડતાં સીતાથી નિશ્વાસ નંખાઇ ગયો. એને થયું 'વ્યાજવટાવના ધંધામાં જ રહેવાનું થયું હોત તો સારું થાત. ઘરનાં છોકરાં ચાંદીના ચમચે રમત અને પાંચે આંગળીઓ ઘીમાં તરબોળ રહેત. જો હું પુરુષ હોત તો ખેતીની લપમાં ન પડત. વૃદ્ધાવસ્થાથી કામ કરવાને અશક્ત થઇશું, ત્યારે અમારી કેવી દુર્દશા થશે? છોકરાં પર કેટલો વિશ્વાસ મૂકવો?'

'સાંભળતી નથી?' કેવળભાઇએ કહ્યું. તે સીતાનો વિચાર સમજી ગયા હતા. તે જાવાસુમાત્રાથી પાછા ફરેલા મુસાફરોની વાત કરતા હતા. એકાએક તેમને સંદેહ ઉપજ્યો કે સીતાનું ધ્યાન પોતાની વાતોમાં નથી. એથી તેમને વિસ્મય કે ક્રોધ ન ઉપજ્યો; સીતાની બેપરવાઇનો આ પહેલવહેલો અવસર ન હતો.

'વાહ! કોણ કહે છે કે હું સાંભળતી નથી?' સીતાએ જવાબ આપ્યો. 'તમે વક્તા હો તો કેવું સારું!'

'બરાબર કહ્યું !' કેવળભાઈ હસતા હસતા બોલ્યા, 'એક શ્રોતા તો સાંભળતો નથી ને વક્તા બનાવવા ચાલી નીકળી છે !'

'તમે શા ઉપરથી કહો છો કે હું સાંભળતી નથી ? જરીક જરીક યાદ છે. કેવી રીતે તેમનું જહાજ ડૂબ્યું, વેરાન મુલકમાં એક વરસ વીતાવ્યું, ખાવાનું ખૂટી જતાં ચામડાના ટૂકડા ખાઈ ........' સીતા ચીડાઈ બોલી.

'જરા કલ્પના કર, તેમની સાથે આપણો કોઈ નજીકનો સગો ભૂખે મરતો હોત તો ?' કેવળભાઇએ કહ્યું.

સીતા ચોંકી ઊઠી અને તેણે વેધક નજરે કેવળભાઈ તરફ જોયું,પણ તેમના શબ્દોનો આશય સમજી ન શકી. તેણે વિચાર્યું, 'જરૂર આમાં કાંઇ રહસ્ય હોવું જોઇએ.' પરંતુ કેવળભાઇની આંખો પરથી તેમનું અંતર સમજવું સરળ ન હતું.

'આ રીતે બીજાઓ માટે તમારા ભેજા અને સમયની બરબાદી કરશો, તો જીવનમાં જરા પણ કસ બાકી નહિ રહે.' સીતા વાત પલટવા બોલી, 'આ બધાં બચી ગયાં છે, તો નિરર્થક કલ્પના કરવાથી શો લાભ ?'

જે વાતનો અંત સુખદ હતો, તેમાં ભેજાનું દહીં કરવું એ સીતાને મન મૂર્ખતા હતી, પણ કેવળભાઇના શબ્દો અર્થહીન ન હતા. સીતાને બેપરવા જોઈ તેમણે આગળ ચલાવ્યું, 'ગઇ કાલ રાતે મને અજબ સ્વપ્ન આવ્યું. આપણો નીરુ ઘૂંટણીએ પડી પોતાના અપરાધની માફી માંગતો હતો. ખેર ! આ સ્વપ્નનો કાંઈ અર્થ છે કે નહિ તેની મને ખબર નથી; પણ આશ્ચર્યની વાત તો એ છે કે, આજે વર્તમાનપત્રમાં તેનું નામ જોયું...'

'વર્તમાનપત્રમાં ?' સીતા પુનઃ ચમકી ઊઠી. તેની બેપરવાઇ ક્યાં ય જતી રહી. 'કયા વર્તમાનપત્રમાં ?' 'કોનું નામ ?' ના પ્રશ્નોની પરંપરાથી કેવળભાઇને પરેશાન કરી નાંખ્યા.

કોઈ બીજા સંબંધી આ વાત હોત તો સીતા કદાપિ આટલી અધીરી ન થાત, પણ આ તો સમાચાર હતા નીરુના – તેના સૌથી મોટા પુત્રના.

ઘણા વખત પહેલાં મુસાફરીએ નીકળેલ એક બંગાળી દંપતી આ ગામમાં આવ્યું હતું. તે વખતે નીરુની ઉમ્મર નવ વર્ષની હતી. આ દંપતીને પોતાની અગાધ સંપતિ ભોગવનાર કોઇ નહોતું. નમણા નીરુ પર તેમની નજર ઠરી અને તેને દત્તક લેવા તૈયાર થયું. શરૂઆતમાં સીતાને પોતાના પુત્રને બીજાને ખોળે બેસાડવો યોગ્ય ન લાગ્યો, પણ છેવટે ભવિષ્યના વિચારથી તેણે તેમ કરવાનું કબૂલ કર્યું. નરુ દેખાવડો અને પ્રતિભાશાળી હતો. મોકો મળતાં સારી નામના કાઢશે, એ આશાએ માતાપિતાએ તેને બીજાને સોંપ્યો. આજે એ વાતને સત્તર વર્ષ થયાં હતાં. ત્યારપછી નીરુના કાંઇ સમાચાર ન હતા.

'આ રહ્યું, જો, બચેલા મુસાફરોમાં તેનું નામ છે.' કેવળ-ભાઇએ વર્તમાનપત્ર બતાવતાં કહ્યું.

ઝપટ મારી સીતાએ વર્તમાનપત્ર ઝૂંટવી લીધું.

'મને પહેલેથી કેમ ન કહ્યું કે નીરુ પણ મુસાફરીમાં સામેલ હતો?' સીતા આનંદિત સ્વરે બોલી, 'ફરીથી આખી વાત સંભળાવવી પડશે. એક પણ શબ્દ મેં સાંભળ્યો નથી.'

કેવળભાઇ જરા ઉત્સાહમાં આવી ગયા. નીરુની વાત કરતાં પહેલાં તે યોગ્ય ભૂમિકા તૈયાર કરવા માંગતા હતા. એમ કર્યા સિવાય તેમણે ધારેલો વેત ઊતરે તેમ ન હતું; પરંતુ જ્યારે સીતાની ઉતાવળે આખો મામલો પલટી નાંખ્યો, ત્યારે તેમને લાચારીથી આખી વાત કહેવી પડી.

'આપણા બાળકને બીજાનાં હાથમાં સોંપવો, એ કેટલું ખરાબ છે?' સીતા વાત સાંભળતાં વચ્ચે બોલી ઊઠી, 'કેવી કેવી મુસીબતો તેમણે વેઠી હશે? વહાણની સાથે ભોજનનો સામાન પણ ડૂબી ગયો. એ બિચારાંઓએ ખાધું શું હશે?'

આ વખતે કેવળભાઇ જાવાસુમાત્રાથી પાછા ફરતાં મુસાફરોના માનમાં કાઢેલા સરઘસ અને સ્વાગત સમારોહની તૈયારીનું વર્ણન કરતા હતા. 'લાખો સ્ત્રીપુરુષો બંદર પર આવ્યાં હતાં. જ્યાં જુઓ ત્યાં મુસાફરોના સ્વાગતની તૈયારીઓ...'

'પ્રભુ! આપણે પણ રસ્તાની એક બાજુ ઊભા રહી તેમનું આ સ્વાગત જોયું હોત, તો કેવું સારું થાત!' સીતા વચમાં બોલી ઊઠી.

'રસ્તાની એક બાજૂએ શા માટે? માતાપિતા અને સગાં-સંબંધીઓ માટે તો ખાસ જહાજ તૈયાર રાખ્યું હતું.'

'પણ આપણને એ જહાજમાં કોણ ચડવા દેત?' સીતાએ નિશ્વાસ મૂકી કહ્યું, 'અને આ વાત 'તે'નાથી કેમ સહેવાત?'

નીરુની પાલક માતાને સીતા 'તે' નામથી સંબોધતી. જ્યારથી તે રમણીએ નીરુને પત્ર લખવાની મનાઇ કરી હતી, ત્યારથી સીતાના દિલમાં તેના પ્રત્યે કાયમ ક્રોધ રહ્યા કરતો હતો અને તેને ચૂડેલ જેવી નિર્દય અને નીચ સમજતી હતી. આજે પણ વાતવાતના પ્રવાહમાં તે મહિલાની યાદ આવતાં તેનો ચહેરો ઉદાસ થઇ ગયો.

'જહાજમાં બેસવાની ના તો ન પાડત.' કેવળભાઇએ જવાબ આપ્યો. તે સીતાને મહત્વના સમાચાર કહેવા માંગતા હતા, પણ કહેતાં પહેલાં થોડા સમયની આવશ્યકતા હતી, એટલે તે વારંવાર મનમાં બોલતા હતા, 'પ્રભુ! આ વાત પર અમારાં ભાગ્યનો આધાર છે.'

તમને રાખ ખબર છે!' સીતા રોષભર્યા સ્વરે બોલી. 'એ દુષ્ટાએ સત્તર વર્ષ સુધી એક પણ પત્ર લખવા દીધો નથી. બાકી તો નીરુ છાનોછપનો એકાદ પત્ર લખી શકત, પણ લખે શેનો? સાફ દિવા જેવું સ્પષ્ટ જણાય છે કે હરામજાદીએ બિચારા ભલા-ભોળા બાળકના કાનમાં ઝેર રેડયું હશે.'

બોલતાં બોલતાં સીતાનું ગળું રુંધાઇ ગયું, અવાજ ભારે થયો, આંખોમાં આંસુ છલકાયાં અને ચહેરા પરનો પ્રસન્નભાવ વિલુપ્ત થયો.

'ખરી વાત છે. જરૂર એ લોકોએ તેને ભડકાવ્યો હશે.' કેવળભાઇ હામાં હા મીલાવી બોલ્યા.

પણ સીતાએ કાંઈ જવાબ ન આપ્યો. હૃદયની વ્યથાને લીધે તેનાથી આગળ બોલી શકાયું નહિ.

'વાત બગડી છે.' કેવળભાઇએ વિચાર કર્યો, 'જો આ દશા કાયમ રહેશે, તો આશા સફળ નહિ થાય.'

કેવળભાઈ સીતાને અગત્યના સમાચાર કહેવા ઉત્સુક હતા, પરંતુ સીતાની ઉદાસીનતા જોઈ સમાચાર પ્રગટ કરતાં ડરતા હતા. આ જ કારણે તે વાત કહેતાં પહેલાં યોગ્ય ભૂમિકાની રાહ જોતા હતા, પણ જ્યારે સીતાની અધીરાઈ બેહદ વધી ગઈ, ત્યારે તેમનામાં વાત છુપાવવાનું સાહસ ન રહ્યું. ધીમા અને દબાયેલા અવાજે બોલ્યા, 'સાંજે પૂજારીએ મને બોલાવવા માણસ મોકલ્યો હતો. તેમની પાસે કલકત્તાથી સમાચાર આવ્યા છે. એ સમાચાર મેં વર્તમાનપત્રમાં વાંચ્યા......'

'પૂજારી?' સીતાએ ગભરાઈને પૂછ્યું.

'હા, એ નીરુ સંબંધી વાત કરવા માગતા હતા......'

'નીરુ સાથે આપણે શી લેવાદેવા? તેનું ગમે તે થયું હોય! આપણે માટે તો બધુંય સરખું છે.' કહી સીતાએ મોં ચડાવ્યું.

કેવળભાઇએ જવાબ ન આપ્યો. થોડીવાર સુધી બંનેએ ચૂપકી સાધી. આખરે સીતાએ મૌનનો ભંગ કર્યો.

'કેવા નિર્દય છો!' સીતા ઉત્તેજિત થઇ બોલી. 'દુઃખીને ઉત્સુક બનાવી તરફડાવવામાં તમને શો આનંદ આવે છે! પૂજારી-વાળા સમાચાર કેમ નથી કહેતા?'

'પૂજારી પોતે જ કહેશે......હમણાં આવશે.'

'પૂજારી કહેશે?' સીતા ગરમ થઈ બોલી, 'કેવા અજબ માણસ છો. પૂજારી આવનાર છે ને તમે તેમનું ધ્યાન ધરીને બેઠા છો. મને વાત તો કરવી હતી?'

સીતાએ ઊઠીને બારણા તરફ ડગ ભર્યાં, બેત્રણ પગલાં ભર્યાં ન ભર્યાં ત્યાં તો તે અટકી જઈ બોલી, 'પૂજારી શા માટે આવે છે? હશે કાંઈ દાળમાં કાળું. એ સિવાય પૂજારીને આવવાનું બીજું શું પ્રયોજન હોય?'

'કદાચ રખડપટ્ટી અને ચામડાના ટુકડા ચાવવાથી તેનું ભેજું ઠેકાણે આવ્યું હોય! પણ યાદ રાખજે, હું તેને ઊમરો ચડવા દેવાની નથી. તે તેના મનમાં શું સમજે છે? તેને આપણી કાંઈ નથી પડી, તો આપણે શા માટે તેની સાથે લપ્પનછપ્પન રાખવી જોઈએ?'

'જરા વિચારીને બોલ.' કેવળભાઈએ કડક સ્વરે કહ્યું, 'જ્યારે ખરી વાત જાણીશ, ત્યારે તારે આ શબ્દો બદલ પસ્તાવું પડશે.' કેવળભાઈ સીતાના શબ્દો સાંભળી ઊકળી ઊઠયા, 'હું કહું છું કાંઈ ને તું અર્થ કરે છે કાંઈ.'

'પણ કહો તો ખરા કે પૂજારી શા સમાચાર કહેવા આવવાના છે?' સીતા પતિની ધમકીથી ડરી બોલી. તેને કુશંકા સતાવવા લાગી. 'આનો અર્થ એ થાય છે કે નીરુ કુશળ નહિ હોય.'

'મને તો લાગે છે કે નીરુ કોઈ આફતમાં ફસાયો હોવો જોઈએ.' કેવળભાઈએ ગંભીર મુખમુદ્રા કરી કહ્યું, 'પહેલાં તો તેમના સ્વાગતમાં ઘણાં સરઘસો નીકળ્યાં, કેટલીએ માનપાર્ટીઓ અપાઈ, પણ એકાદબે દિવસો વીત્યા ન વીત્યાં ત્યાં તો લોકો તેમના વિષે કંઈ કંઈ અફવાઓ ફેલાવવા લાગ્યા....'

'અફવાઓ...? સીતાએ મોંમા આંગળાં નાખી કહ્યું, 'ત્યારે તો જરૂર કાંઈક ગરબડ હોવી જોઇએ.'

'ત્યાં સુધી કે લોકો તેમનો ખુલ્લેખુલ્લો તિરસ્કાર કરવા લાગ્યા અને ભરબજારમાં તેમના તરફ થૂંકવા લાગ્યા. એક દિવસ એવો હતો કે તેમના દર્શન માટે લોકો તૂટી પડતા અને રસ્તા પર ઊભા રહેવાની જગ્યા પણ મળતી. આજે એ જ દર્શનાભિલાષીઓ તેમના મોં પર થૂંકવા તૈયાર થયા છે...'

'રામ! રામ! આ વાતની તો મને જરાય ખબર નથી.' સીતા વિસ્મય પામી બોલી.

'એમાં બિચારાં યાત્રાળુઓનો કાંઇ દોષ નથી.' કેવળભાઇએ ઉત્સાહિત થઇ આગળ ચલાવ્યું, 'બિચારાં ભૂખે મરતાં હતાં. ભલાબુરાનું તેમને ભાન ન હતું. એવી દશામાં ભૂખથી પાગલ થઈ એક મુસાફરે આપઘાત કર્યો. બસ! પછી તો પૂછવું જ શું? બધાં ગીધની માફક એના પર તૂટી પડયાં...'

'હેં! તેને ખાઇ ગયાં?' સીતા બોલી ઊઠી.

'તેમની સુધબુધ ઠેકાણે ન હતી. પાગલની માફક બધાં ભાન ભૂલ્યાં હતાં.'

'નીરુ પણ તેમની સાથે સામેલ હતો?'

'સામેલ નહિ હોય તો બળજબરીથી તેને સામેલ કર્યો હશે. આવા પ્રસંગે લોકો ખૂબ સાવધાની રાખે છે.'

'હવે સમજી કે, પૂજારી મહાશય શા માટે અહીંયા આવે છે. બીજે કયાંય ઘડો ન થયો, ત્યારે આપણી પાસે આવે છે અને તેની ભલામણ કરવા પૂજારી શોધ્યા?'

'શરમની વાત છે!' સીતા એના એ જ તીવ્ર સ્વરે બોલી, 'જ્યારે એશઆરામના દિવસો હતા, ત્યારે તો નાનીશી ચબરખી પણ લખવાનો અવકાશ મળતો નહોતો. હવે કયાંય આશરો ન રહ્યો, ત્યારે આપણે યાદ આવ્યાં, પણ નહિ, હું તેને

ઘરમાં પગ મૂકવા દેવાનો નથી. આપણે વૃદ્ધ અને ગરીબ છીએ તો ભલે રહ્યાં, પણ આવા કપુતને ઘરમાં નહિ...'

કેવળભાઇ સીતાની ઉત્તેજના જોઈ અધીરા થયા. મનમાં બોલ્યા, 'કેટલી બેવકૂફ છે! કેવી જિદ્દી અને તુમાખી! આપણાં ભાગ્ય ક્યાંથી કે વૃદ્ધાવસ્થામાં યુવાન પુત્ર આપણી મદદે આવે? પણ બૈરાંમાં અક્કલ હોય ત્યારેને? ખેર! હમણાં જ તેનું ભેજું ઠેકાણે લાવું છું.'

'ઠીક છે. મેં જે વિચાર કર્યો છે તે ખોટો નથી.' કેવળભાઇ બોલ્યા, 'હવે વર્તમાનપત્રના સમાચાર કહેવામાં પૂજારીને મુશ્કેલી નહિ પડે.' કેવળભાઇની ધમકી સફળ નીવડી. તે વધુ કરડી નજર કરી બોલ્યા, 'કહે, પૂજારીની આવવાની રાહ જોવી છે કે હું સમાચાર કહું?' અને પછી સીતાને તેની ઉદ્ધતાઇનો દંડ આપવાના ઇરાદાથી કહ્યું, 'તને ખબર છે, તેનાં માતાપિતા કલકત્તા રહે છે. મુસાફરીએથી પાછાં વળતી વખતે તે અહીંયાં આવ્યો હતો. તેના સંબંધી ખોટી અફવાઓ ઊડવા માંડી, ત્યારે તેનાં માતાપિતાએ તેના પર વર્તમાનપત્ર મોકલ્યું, જેમાં આ બેહૂદા સમાચાર પ્રગટ થયા હતા. એકલું વર્તમાનપત્ર નહોતું મોકલ્યું, સાથે ઝેરની પડીકી પણ......'

'હેં!' સીતા બોલી ઊઠી, 'અને તે સ્ત્રીએ ચું કે ચાં પણ ન કરી?'

'તે પણ પતિ સાથે સહમત હતી.'

'પછી?'

'પછી તેઓ ઇચ્છતાં હતાં એ જ થયું.'

'અને એ ચૂડેલ કાંઇ ન બોલી?' સીતાને કમકમાં આવ્યાં, 'નહિ, નહિ, આ બધું અસંભવિત છે. તમે જૂઠા છો.'

'એક કલાક પહેલાં હું પણ એમ જ કહેતો હતો.' કેવળભાઇએ શાંતિથી કહ્યું, 'હું ધારતો હતો કે સ્ત્રીહૃદય આટલું

કઠોર ન જ હોઇ શકે......પણ હવે મને સંદેહ નથી રહ્યો. તારી વાતનું પ્રમાણ પ્રત્યક્ષ છે કે જગતમાં હૃદયહીન સ્ત્રીઓ હોય છે.'

સીતાના ગાલ પર આંસુઓની ધારાઓ વહેવા લાગી. તે બે હાથમાં મોં છુપાવી રોવા લાગી, 'નીરુ, તું કયાં હશે ? અરે ! એ શું એ તારી માતા હતી ? પાષાણહૃદયિણી !'

સીતા વિલાપ કરવા લાગી, 'હે ભગવાન ! અમે એને શું કામ જવા દીધો અને પેલી સ્ત્રીને મારી નાખવાનો અધિકાર શો હતો ?'

'છાની રહે !' કેવળભાઇએ કહ્યું, 'જો પેલા પૂજારી આવે'.

'કહી દો, પાછા જાય. મારે વધુ સાંભળવાની ઇચ્છા નથી.'

'ના, એમ તો ન બને. તેઓ જાતે તકલીફ ઉઠાવી અહીં આવ્યા છે ને આપણે ના કહીએ એ સારું ન કહેવાય.' કહી કેવળભાઈ પૂજારીને આવકાર આપવા સામે ગયા. થોડીવારમાં તે પૂજારી સહિત પાછા ફર્યા. તેમની સાથે એક દુબળોપાતળો નવજવાન હતો.

'કેવળભાઇ કહે છે કે તમે સમાચાર સાંભળી ચૂકયાં છો.' સીતાની પાસે આવી પૂજારીએ કહ્યું, 'નીરુ બેહુદી આફતમાં ફસાઇ ગયો અને તેને પરિણામે તેના પાલક માતાપિતાએ તેને ઘરમાંથી કાઢી મૂકયો છે.'

સીતા પાલવમાં મોં છુપાવી રડતી હતી. તે આંસુ લૂછી પૂજારીને આવકાર આપવા ઊભી થઇ, પણ તેની નજર પૂજારી સાથેના નવયુવક પર પડતાં જ ચોંકી ઊઠી. 'અરે ! આ તો નીરુ છે.' તેના અંતરમાંથી અવાજ આવ્યો, 'ત્યારે પતિએ કહેલા સમાચાર ખોટા છે ?' સીતાએ મનને પૂછ્યું. અને તેને સમજતાં વાર ન લાગી કે કેવળભાઈ નીરુના સમાચાર આપતાં શા માટે જૂઠું બોલ્યા હતા. 'તેમના વિચાર નિરાળા છે. કેવી અજબ રીતે તેમણે મને મારી ઉદ્ધતાઇનો દંડ આપ્યો. પણ હવે

નીરુને સાથે રાખવો પડશે !' પુત્રનું કલંક યાદ આવતાં તેના દિલમાં ખળભળાટ મચ્યો, 'ઓહ પ્રભુ ! કેટલું ભયંકર ! મનુષ્યનું માંસ...' તેના મનમાં વિચારોનો તુમુલ સંગ્રામ મચ્યો. ફરી તેની દૃષ્ટિ નીરુના દુબળાપાતળા ચહેરા પર પડી. તેની આંખોમાંથી વેદના નીતરતી હતી–એ જાણે દયામણી આંખો-દ્વારા સહાનુભૂતિ અને દયાની ભીક્ષા માગતો હતો. પુત્રની આ દયામણી સ્થિતિ જોઈ સીતાના હૃદયમાં પુત્રપ્રેમ ઊભરાયો. 'આજે તો તમે મારાં અંતરચક્ષુઓ ખોલી નાંખ્યાં.' તે મનમાં બોલી, 'તમે મને બતાવી આપ્યું કે હું કયાં છું અને મારું કર્તવ્ય શું છે. આજે વર્ષોથી વિખુટો પડેલો પુત્ર અત્યંત કલંકિત અને બહિષ્કૃત થઈ પાછો આવે છે, છતાં હું તેને પ્યાર કર્યા વગર રહી શકતી નથી.'

અને પૂજારી તરફ દૃષ્ટિ કર્યા વિના દોડી એ પુત્રને ભેટી પડી.

'નિઃસંદેહ ! ભગવાને આટલા માટે જ તને આ બેહુદી આપત્તિમાં ફસાવ્યો.' સીતા મમતાભર્યા સ્વરે બોલી, 'ત્યારે તો અમે તને મેળવી શકયાં.'



## પ્રકરણ ૨ જું

નીરુ કાવિઠાના મંદિરમાં બેઠો બેઠો ઝુલાણા જેવું ગામ મેળવવા બદલ પ્રભુનો આભાર માનતો હતો. આ ગામમાં એવી એક પણ વ્યક્તિ નહોતી કે જેનું વ્યંગપૂર્ણ હાસ્ય જોઇ તેને લજ્જિત થવું પડે. એક માત્ર તેના માતાપિતા જ તેનું કલંક જાણતાં હતાં; પણ તેઓ તેને ખરા અંતઃકરણથી ચાહતાં હતાં, એટલે તેમના તરફથી ઘૃણા, તિરસ્કાર કે ઉપહાસનો જરા પણ ભય નહોતો.

મંદિરની અંદર એક મોટો વિશાળ ઓરડો હતો. તેની દિવાલ પર એક તરફ સમુદ્રમંથનનું ચિત્ર હતું. ચિત્રમાં એક તરફ દાનવો અને બીજી તરફ દેવો બંને મેરુ પર્વતનો રવૈયો કરી સમુદ્ર વલોવતા હતા. તેમણે દોરડાને સ્થાને વાસુકિ નાગનો ઉપયોગ કર્યો હતો.

તેની બાજુમાં બીજું ચિત્ર હતું. તેમાં માનવીઓનાં જુદાં જુદાં પાપની શીક્ષા બતાવી હતી. કયા પાપની સજા કઈ અને કેવી રીતે કરવામાં આવે છે અને પાપીને કેવું કેવું દુ:ખ પડે છે, તે બતાવ્યું હતું. એ ચિત્રમાં રાક્ષસો કોઇને કરવત વડે વ્હેરતા હતા, કોઇને ઘાણીમાં ઘાલી પીલતા હતા, તો કોઈને જોતરમાં જોડતા હતા.

નીરુની દૃષ્ટિ નાગથી ત્રાહિ ત્રાહિ પોકારતા દાનવો અને પોતાના પાપની સજા ભોગવતા માનવીઓ પર પડી.

બચપણમાં આ ચિત્ર જોઈ નીરુ કલ્પનાના ઘોડા દોડાવતો. ઝેરથી ત્રાહિ ત્રાહિ પોકારતાં છતાં દાનવો શા માટે નાગનું મોઢું છોડતા નથી અને પોતાના પાપનું ફળ ભોગવવા છતાં માનવી શા માટે પાપનું આચરણ કરે છે, એ જોઇ નીરુને આશ્ચર્ય અને કુતૂહલ થતાં હતાં, પણ બચપણની આ મધુર કલ્પના અને આજના શોકાતુર વિચારો વચ્ચે કેટલું અંતર હતું !

આ મંદિરમાં આવેલા સ્ત્રીપુરુષોને–જેઓ દરરોજ પ્રભાતે પાપ નહિ આચરવાની ચેતવણી આપતાં આ ચિત્રો જુએ છે–ખબર પડે કે આ મંદિરમાં એક નરમાંસભક્ષી માણુસ આવ્યો છે, તો તેને આ સ્થળે એક ક્ષણુ માટે પણ ઊભો રહેવા દે ખરાં કે ? આ તો દરરોજ નવાં નવાં પાપ થાય છે, ભારેમાં ભારે અનાચાર થાય છે. ચોરી, દગાબાજી, શરાબખોરી, ખૂન, વ્યભિચાર, આ બધી વાતો દુનિયામાં સામાન્ય છે. ઘણાં થોડાં લોકો આ જોઇ નાકમાં મચકોડે છે, પણ ઘણા મોટા ભાગને એનું કાંઈ જ મહત્વ નથી. પણ દુનિયામાં એક એવું મહાપાપ છે,

જેની લેશ માત્ર કલ્પનાથી પણ લોકો થથરી ઊઠે છે, જેની તુલનામાં ચોરીથી માંડીને ખૂન સુધીનાં બધાં પાપ નજીવાં છે. એ મહાપાપ જરા પણ કચવાટ વગર મેં કર્યું છે. મારાથી વધુ પાપી કોણ હશે ? કોણ હશે મારા જેવો અભાગી !'

આવા વિચારોમાં નીરુ તલ્લીન હતો. તે દરમિયાન પૂજારીએ મંદિરમાં પ્રવેશ કર્યો. કેવળભાઈ અને સીતા સિવાય નીરુનું પાછા આવવાનું ખરું કારણ જો કોઈ જાણતું હોય તો તે આ એક કાવિઠાના પૂજારી હતા. તેમની સહાય અને સહાનુભૂતિથી નીરુ ઝુલ્લાણામાં રહેવાનું સ્થાન મેળવી શક્યો હતો. તેમણે જ ગયા રવિવારે કેવળભાઈ અને સીતાને નીરુને અપનાવવા અનુમતિ આપી હતી અને દરેક વાતમાં પૂજારીએ તેના તરફ દયા અને ઉદારતા પ્રદર્શિત કરી હતી. નીરુ પોતાના આ કૃત્યના પસ્તાવામાં આપઘાત ન કરે, એટલા માટે પૂજારીએ તેને મદદ આપી હતી, હાર્દિક સહાનુભૂતિ બતાવી હતી અને જાતે ઝુલ્લાણા જઈ કેવળભાઈ અને સીતાને આશરો આપવા સમજાવ્યાં હતાં. આ બધું તો ઠીક, પણ નીરુ આજે મંદિરે આવશે એવી પૂજારીને લેશમાત્ર પણ આશા ન હતી. મંદિરમાં દાખલ થતાં જ સર્વ પ્રથમ તેની દૃષ્ટિ જાવાસુમાત્રાથી પાછા ફરેલા નરમાંસભક્ષી માનવી પર પડી અને તેમના શરીરમાં સનસનાટી ફેલાઈ ગઈ.

'જો એ ઘેર આવત તો હું કદાપિ ના ન પાડત !' પૂજારી મનમાં બોલ્યો, 'ઊલટું તેનું સ્વાગત કરતાં મને જરા પણ કચવાટ ન થાત. પણ અહીં ? અહીં આવતાં પહેલાં તેને ખબર નહોતી કે પોતે એક અતિ ઘૃણિત, કુત્સિત અને અપવિત્ર કામ કર્યું છે ? નરમાંસભક્ષણ ! શું એ નાનીસૂની વાત છે ? આ દેવમંદિરમાં આવવાની તેની હિંમત જ કેમ ચાલી ?'

પૂજારીના મનમાં ખળભળાટ મચ્યો. વિચાર આવ્યો કે માણસ જોડે કહેવડાવી તેને મંદિરની બહાર કાઢું, પણ તુરત મનુ ભગવાનની આજ્ઞા 'પતિતમાં પતિત માણસને પણ ઇશ્વરના

દરબારમાં સ્થાન છે' તેમને યાદ આવી. પોતાના આ વિચાર બદલ તેમણે મનમાં જ પોતાની જાતને ઠપકો આપ્યો. તેણે નીરુનાં આજીજી અને કાલાવાલા યાદ કરી, તેના પ્રત્યે સહાનુભૂતિનો ભાવ પેદા કરવા પ્રયત્ન કર્યો. પણ એ ભાવ વધુ સમય ન ટક્યો.

પૂજારી હંમેશની માફક કથા વાંચતા હતા, પણ આજે તેના મનમાં શાંતિનો અભાવ હતો. રહી રહીને એ નફરતભાવ બળવો કરતો હતો, બોલતાં જીભ અટકતી હતી, શબ્દો તૂટતા હતા. બેચાર વાર ગળું સાફ કરવા વ્યાખ્યાનનો પ્રવાહ તોડયો. જાણે એવું લાગતું હતું કે જાત્રાસુમાત્રાની એ બિભત્સ ઘટના સ્પષ્ટ રૂપે તેમને દેખાતી હતી. આપઘાત કરનારની લાશ જમીન પર પડી હતી અને ક્ષુધાતુર મુસાફરોનું ટોળું તેના પર તૂટી પડયું હતું.

જો નીરુ મંદિરમાં આવ્યો ન હોત તો જરૂર આ વિચારોની તરંગમાળા પૂજારીના મનમાં ન ઊઠત. પણ હવે એ ભાવ તેમની રગેરગમાં ફેલાઇ ગયો હતો. પૂજારી વારંવાર નીરુ તરફથી પોતાની નજર ખસેડી લેવા પ્રયત્ન કરતા હતા, પણ તેમના મનમાંથી એ ભાવ દૂર થતો ન હતો. છેવટે ઘણા પ્રયત્નને અંતે નીરુ તરફથી પોતાનું ધ્યાન એ હટાવી શક્યા.

આ દરમિયાન વ્યાખ્યાનના પ્રવાહમાં 'કોઇ કોઇ વખત અસત્ય પણ સત્ય કરતાં વધુ સુંદર કામ કરે છે'નું પ્રકરણ છેડાયું અને તુરત જ પૂજારીનું ધ્યાન ગત રવિવારની ઘટના તરફ ખેંચાયું. કથાની સાથે સાથે દૃષ્ટાંત રૂપે થોડી સત્ય ઘટનાઓ કહેવાની પૂજારીને આદત હતી. એને માટે પૂજારી ઘેરથી તૈયારી કરી આવતા ન હતા, પણ ત્યાં તે વખતે જે યાદ આવે તે કહેતા હતા. આજે પણ સત્યઅસત્યનું પ્રકરણ છેડાતાં ઉદાહરણ રૂપે ઝુલાણા ગામનો ઉલ્લેખ કરવાની ઇચ્છા થઇ અને ઉતાવળા થઇ એ વાતનો ઉલ્લેખ પણ કરી નાખ્યો. પણ તરતજ બીજી ક્ષણે આ ઘટનાનો ઉલ્લેખ કરવો યોગ્ય નથી એ યાદ આવ્યું.

તેમણે વાતનો ભાવાર્થ બદલવા પ્રયત્ન કર્યો, પણ અફસોસ ! તેમના મોંમાંથી આખી ય ઘટના સ્પષ્ટ રૂપે જાહેર થઇ ગઇ હતી.

પહેલાં તો પૂજારીને પોતાની ભૂલનો પસ્તાવો થયો, પણ તુરત જ પુનઃ તેમના મનમાં ઘૃણાનો ભાવ જાગ્રત થયો. 'ઘૃણિત કીડા' નીરુ તરફ જોઇ તે મનમાં બોલ્યા, 'પરમાત્માના આ પવિત્ર ધામમાં આવવાની તારી હિંમત જ કેમ ચાલી? બહાર નીકળ નારકીય કૂતરા ! બહાર નીકળ !' અને ધીમે ધીમે પૂજારીના રુંવાડે રુંવાડે આ ગ્લાનિયુક્ત ભાવ ફેલાઇ ગયો.

પણ બીજે દિવસે પૂજારીને પોતાની મૂર્ખતા જણાઇ. 'અરે ! મેં કેવી મૂર્ખતા કરી નાખી.' પૂજારી પોતાના મનને ઠપકો આપવા લાગ્યા. 'કેવી નાલાયકી ! કેટલી ઉતાવળ ! કોઇ જંગલીની માફક પ્રેરણાને વશ થઇ મેં કેવું અનુચિત કામ કર્યું, પણ હવે શું થાય ? જેમ જેમ સુધારવા પ્રયત્ન કરીશ, તેમ તેમ વાત વધુ બગડશે. હવે તો યોગ્ય અવસર આવતાં થઇ રહેશે !'

અને પછી આશ્ચર્યથી આંખો ફાડી કહ્યું, 'પ્રભુ ! આ ઘૃણિત ભાવમાં પણ કેટલી જબરજસ્ત શક્તિ છે. મારા જેવા વ્યક્તિને પણ ઘડીના છઠ્ઠા ભાગમાં તેણે હરાવી દીધી.'

કથા પૂરી થઇ એટલે લોકો વેરાવા માંડયા. ઝુલાણાથી આવેલાં ત્રણે માનવી ઊઠયાં અને નીચી મૂંડીએ બહાર આવ્યાં. બહાર આવતાં તેમના પગ જમીન સાથે ચોંટી ગયા અને શિયાવિયા થઇ ચારે તરફ જોવા લાગ્યાં.

મંદિરની ચારે તરફ ખુલ્લું મેદાન હતું. મેદાનમાં ચારસો-પાંચસો ઘરો અને થોડાં ખેતરોનો સમાવેશ થતો હતો. આખું મેદાન ખેડૂતોને લાયક નાનાં નાનાં એકસરખાં ખેતરોમાં વહેંચાયું હતું અને એવાં જ એકસરખાં લાલપીળાં ખેડૂતોનાં ઘરો હતાં. એક પણ ઘર ઊંચુંનીચું ન હતું કે ન હતું ભાંગેલું કે તૂટેલું. બધાં એકસરખાં અને એકસમાન હતાં. નહોતો તેમાં ઊંચનીચનો ભેદ કે નહોતો નાનામોટાનો ભેદ.

આવી જ પરિસ્થિતિ ત્યાંની હરિયાળીની પણ હતી. મેદાનો ને રસ્તા પર વૃક્ષનો અભાવ હતો, તેથી ન તો તેને ખીચોખીચ કહી શકાય. તેમ જ ખેતરોમાં શેરડી અને બાજરી એકસરખી સમુદ્રની માફક ફેલાયેલી હતી, તેથી ન તો તેને છૂટીછવાઈ કહી શકાય.

આવા વિચિત્ર મેદાનની વચ્ચોવચ એ મંદિર હતું. તેમાંથી ત્રણે પ્રાણીઓ નીચી મૂંડીએ બહાર આવ્યાં. જાણે કોઇએ ધક્કો મારી કાઢી મૂકયાં ન હોય !

મંદિરનું મકાન એટલું ખરાબ ન હતું કે તેને કદંગું કહી શકાય; કારણ કે તેની દિવાલ પરનાં સુંદર ચિત્રો જોઇ હૃદય ઇશ્વરાભિમુખ થતું. તેમ તે કાંઈ સુંદર પણ ન કહી શકાય, કારણ કે મકાનનો નીચલો ભાગ જર્જરિત હતો કે જે જોઇ મનમાં ઉદાસીનતા ફેલાતી.

જેવાં તેઓ ત્રણે મંદિરની બહાર આવ્યાં, તેવી તેમની નજર મંદિરના ઝરુખામાં આમતેમ ફરતી એક કાબરચીતરી બિલાડી પર પડી. તેના વાળ મખમલ જેવા નરમ હતા અને ચાલ અત્યંત મંદ અને મધુર હતી, તેથી તેને બદસૂરત તો ન જ કહી શકાય. છતાં જોનારની નજરે તેની નરમ ચામડી નીચે છુપાયેલી ધૂર્તતા અને શયતાનિયત નજરે પડ્યાં વિના રહેતાં ન હતા. જેમ જેમ તેઓ ત્રણે બિલાડીને જોતા ગયાં, તેમ તેમ તેનું શરીર મોટું થતું ગયું અને ધીમે ધીમે આસપાસની ટેકરીઓ તેની આડમાં છુપાઇ ગઈ. જેમ જેમ તે મોટી થતી ગઈ, તેમ તેમ તે વિચિત્ર સ્વરે ઘૂરકવા લાગી અને 'મ્યાંઉ' 'મ્યાંઉ' કરતી તરેહ તરેહના હાવભાવ પ્રકટ કરવા લાગી. એથી તો તેની બિભત્સતા એકદમ વધી ગઈ.

ઝુલાણાનાં આ અભાગી માનવીઓને સમજતાં વાર ન લાગી કે આ વિચિત્ર પ્રાણી પોતાના કલંક સિવાય બીજું કાંઇ નથી.

અને તે આ મેદાનમાં ચારે તરફ ફેલાઇ ચૂકયું છે–જ્યાં બધી વસ્તુઓ એકસમાન છે, એકસરખી છે.

સીતાએ મંદિર તરફ જોયું. નખ વડે લાલ રંગે રંગાયેલી લાકડાની ચીપ ખેંચી ગીતામાં મૂકી પ્રતિજ્ઞા કરી 'અહીંયા મારો જન્મ થયો છે, અહીંયા મારાં લગ્ન થયાં છે અને અંતિમ સંસ્કાર પણ અહીંજ થશે, પણ એ દિવસ આવતાં પહેલાં જ્યાં સુધી આ કલંક નહિ ધોવાય, ત્યાં સુધી આ મંદિરમાં પગ મૂકવો મારે આજથી હરામ છે.'

---

## પ્રકરણ ૩ જું

કેવળભાઈ અને સીતા જેમ જેમ નીરુનું વાસ્તવિક સ્વરૂપ ઓળખતાં ગયાં, તેમ તેમ તેમની વિસ્મયતાનો પાર ન રહ્યો.

એક દિવસ સીતાએ કેવળભાઇને એકાંતમાં કહ્યું, 'જો કોઇ ઊંચા પરિવારમાં એશઆરામમાં જિંદગી વીતાવી દૈવવશાત્ આવા નિર્જન સ્થળમાં રહેવાનો વખત આવે, તો મને આખો દિવસ રોવા સિવાય બીજુ કાંઇ ન સૂઝે. કદાચ તમારે પણ આવો પ્રસંગ આવે તો આખો દિવસ મન ઉદાસ રહે, કેમ ખરુંને?'

કેવળભાઇએ માથું હલાવી તેનું સમર્થન કર્યું.

'પરંતુ મારો નીરુ!' સીતાએ આગળ ચલાવ્યું, 'તેનો બધો વૈભવ લૂંટાઈ ગયો છતાં તેના ચહેરા પર ઉદાસીનતા કે અસંતોષનું નામનિશાન નથી. સવારથી સાંજ સુધી તમારી સાથે ખેતરોમાં તે સખત મજૂરી કરે છે, તેમ જ અહીં કોઇ તેનો સોબતી પણ નથી, છતાં આખો દિવસ તેના મોં પર સ્મિત ઝળકે છે......હા, એક વાત તેના દિલમાં ડંખતી લાગે છે......'

'ખેર! તેને માટે નીરુ જવાબદાર નથી.' કેવળભાઇ બોલ્યા, 'તિરસ્કાર, અપમાન અને કલંક એ આ સંસારમાં દરેકને માટે અસહનીય હોય છે.'

'ખરી વાત છે, પણ હજી મારું મન તેને નિર્દોષ અને નિષ્કલંક માને છે. આપણો ધીરુ ગમે તેવો છે! પણ નીરુ? તેનામાં અને ધીરુમાં આકાશપાતાળનું અંતર કેમ છે, એ મને સમજાતું નથી.'

આ પ્રમાણે દરરોજ સીતા નીરુની પ્રશંસા કર્યા કરતી. જ્યારે કેવળભાઇ સાથે વાત કરવાનો અવસર મળતો, ત્યારે કહેતી કે 'હજુ તેને તમે બરાબર ઓળખ્યો નથી. બીજા કરતાં તે કેટલો નિરાળો છે. તેની અસરથી મારામાં કેટલું પરિવર્તન થયું છે, તેની તમને કયાં ખબર છે? તેના આવ્યા પછી હું ઘરનું આંગણું વાળીઝૂડી સાફ કરું છું, કપડાંલત્તાં વ્યવસ્થિત ગોઠવું છું અને વાળ પણ હોળું છું.'

'નહિતર પણ સાફસફાઇ માટે તો તું કયાં મશહૂર નહોતી?' કેવળભાઇ કહેતા.

'એ એક જ રીતે નહિ, પણ બીજી અનેક રીતે મારું જીવન પલટાઇ ગયું છે.' સીતા કહેતી, 'જુઓને! હવે હું કેટલી નમ્ર લાગુ છું! પહેલાંની માફક નારાજ થતી નથી કે દુ:ખી પણ થતી નથી. તેણે મારા તીખા સ્વભાવને નરમ બનાવી દીધો છે. ક્યારેય તમે નીરુના ચહેરા પર ઉદાસીનતા જોઇ છે?'

જવાબમાં કેવળભાઇ ખડખડાટ હસી પડતા.

કેવળભાઇ પણ સીતાની માફક નીરુના સદ્‌ગુણોના પ્રશંસક હતા. નીરુ કોઇની સાથે હળતોભળતો ન હતો, તેમ જ કોઇની સાથે બોલતો ન હતો. તે લોકોથી મોં સંતાડીને રહેતો, જાણે કલંકની સામે પોતાના પરાજયનો સ્વીકાર કર્યો ન હોય! પણ તેની આ સ્થિતિ વધુ સમય નભે એમ ન હતું. ઝુલાણા પણ જગત સાથે સંકળાયેલું હતું. લોકો પોતાનો તિરસ્કાર ન કરે

એટલા માટે તે આખો દિવસ ટેકરીઓ અને વગડામાં છૂપાતો ફરતો હતો. કેવળભાઈ માટે આ અસહ્ય હતું. પણ સીતા હરકોઇ પ્રકારે તેમને શાંત પાડતી.

એક દિવસ સીતાએ કહ્યું, 'બિચારો શું કરે? એક તો તે માતૃભાષા ભૂલી ગયો છે ને વળી લોકો તેને હેરાન કરે છે.'

'પણ આવી રીતે મોં છુપાવીને જિંદગી વીતાવવા કરતાં તો બહેતર છે, કે તે આ ગામ છોડીને ચાલ્યો જાય.' કેવળભાઇ બોલ્યા.

'તમને પથરા ખબર છે.' સીતાએ નિશ્વાસ મૂક્યો, 'કલંક તેનો એવો તો પીછો પકડીને બેઠું છે, કે તે ગમે ત્યાં જશે તો પણ તે તેનો કેડો મૂકે એમ નથી.'

'તારું કહેવું બરાબર છે! થયું ન થવાનું નથી. આપણે તો એ કલંક ધોવાનો ઉપાય શોધવો બાકી રહ્યો.'

'ખેર! પણ તમે એમ કેમ વિચાર કરતા નથી કે એ આફતને લીધે તો આપણે પુત્રનું મોં જોવા પામ્યાં છીએ!'

ખરેખર નીરુના પાછા આવવાથી સીતા એટલી બધી રાજી થઇ હતી કે તેના મિલનસુખ આગળ તેને મન એ કલંકની કાંઈ વીસાત ન હતી. તે પોતાના પતિ અને પુત્રને લોકાપવાદથી હેરાન થતા જોઇ ચિડાતી અને કહેતી, 'લોકોની વાતો શા માટે સાંભળો છો? કાલે જે પેલો બજારમાં નીરુની મશ્કરી કરતો હતો, તે કોણ છે એ જાણો છો? ઈશ્વર કરશે તો થોડા દિવસમાં તેને જ જેલની ચક્કી પીસવાનો વારો આવશે. તમે તેને પવિત્ર અને અને ગુનારહિત ન સમજતા. તેના કરતાં તો આપણો નીરુ હજાર દરજ્જે સારો છે.'

પણ સીતાની બેપરવાઇ લાંબો સમય ન ટકી. જેમ જેમ સમય વિતતો ગયો તેમ તેમ તેના મનમાં પણ ચિંતાએ ઘર કરવું શરૂ કર્યું. આજકાલ નીરુ તરફ લોકોનો તિરસ્કાર એટલો બધો વધી ગયો હતો કે તેને ગામમાં ફરવું અસહ્ય થઇ ગયું હતું.

'નહિ ! નહિ ! આ લક્ષણ સારાં નથી.' સીતાને વિચાર આવ્યો, 'પરિવર્તનની ખાસ આવશ્યકતા છે.'

અને તે પુત્રની પહેલાંની સ્થિતિ પાછી આવે, તે માટે પ્રયત્નો કરવા લાગી.

ધવલપુર તાલુકામાં કાવિઠા, ઝુલાણા અને તે ઉપરાંત બીજાં ઘણાં નાનાંમોટાં ગામો અને સુંદરપુરનો સમાવેશ થતો હતો. સુંદરપુર કાંઈ શહેર તો ન હતું, પણ બીજાં ગામ કરતાં તેના વેપારપાણી સારાં હતાં. ગામમાં સાતઆઠ જિન હતાં. સીતા શાકભાજી વેચવા અહીં આવ્યા કરતી. હવે સીતાએ વારંવાર અહીં આવવા માંડયું અને સ્ત્રીઓ જોડે વાત કરતી વખતે નીરુની નિર્દોષતા સાબીત કરવાનો પ્રયત્ન કરવા માંડયો. પણ સીતાને થોડા દિવસમાં પોતાનો પ્રયત્ન નિષ્ફળ જણાયો. સ્ત્રીઓ સામું કશું કહેતી નહિ, પણ હરકોઇ બહાને નીરુની વાત સાંભળી ન સાંભળી કરી કાઢી નાખતી.

'આ સ્ત્રીઓને યોગ્ય આ નશ્વર પૃથ્વી નથી. તેઓ તો દેવલોકમાં રહેવાને યોગ્ય છે.' સીતા સુંદરપુરથી પાછી ફરતાં ગ્લાનિયુક્ત વ્યંગમાં બોલતી, 'તેઓમાં ધાર્મિકતા અને સચ્ચાઇ એટલી બધી ઊભરાઇ રહી છે, કે હવે તેમના દિલમાં દયાનું એક બુંદ પણ સમાવવાની જગ્યા બાકી નથી રહી.'

આ બાજુ કેવળભાઈના પણ એવા જ હાલ હતા. જે કોઈ મળતું તેને કહેતા, 'ભાઇ, હવે તો ઘડપણ આવ્યું ! જરા પણ કામ થતું નથી. હવે નીરુ આ ભાર ઊપાડી લે તો સારું.'

પણ લોકો કેવળભાઈની વાત પર ધ્યાન આપતા ન હતા. તેઓ નીરુની વાત નીકળતાં સુંદરપુરની ધાર્મિક સ્ત્રીઓની માફક બહેરા બની જતા.

એક દિવસે સંધ્યા સમયે કેવળભાઈ, સીતા અને નિરુ ઝૂંપડી બહાર બેસી ભવિષ્યની યોજના વિષે વિચાર કરતાં હતાં.

આજકાલ નીરુ વધુ પ્રસન્ન રહેતો હતો. તે બોલ્યો, 'પિતાજી, આ ઘર ઘણું સાંકડું પડે છે. જો આપણે મોટા ઘરમાં રહીએ તો કેમ ?'

'તું કેવી વાત કરે છે ? છાપરાની વળીઓ ભાંગી ગઇ છે અને ભીંતોમાં તો તડો પડી છે.' સીતા વીસ્મય પામી બોલી.

'પણ સુધારો થઈ ન શકે એટલું ખરાબ તો નથી. મેં તેની ભીંતો જોઈ છે. તે મજબૂત છે અને ઓરડા મોટા અને પ્રકાશવાળા છે. આપણા વડવાઓનું મકાન આમ ધૂળમાં મળી જાય એ આપણા માટે શરમભરેલું છે.'

નીરુની વાત માતાપિતાને ગળે ઊતરી. તેઓ મકાન સુધરાવવા તૈયાર થયાં, પણ તરતજ પૈસા કયાંથી લાવવા, એ પ્રશ્ન ઉપસ્થિત થયો.

'મેં જાવાસુમાત્રાની મુસાફરીએ જવા સારુ મારી જાતકમાઈના પૈસા ભેગા કર્યા હતા. તેમાંથી મારી પાસે બે હજાર રૂપિયા વધેલા છે. એ રૂપિયા...'

'એ રૂપિયાથી ? કદી નાહ. મકાન સુધરાવવાની મારી ના નથી; પણ એ પૈસાથી તો નહિ જ બને.' એ રૂપિયાનો વિરોધ પ્રદર્શિત કરવાને મકાનના રહીશો સ્મશાનમાંથી ધ્રૂજતા આવ્યા ન હોય એવા ભાવથી કેવળભાઈ બોલી ઊઠયા.

માતા અને પુત્ર ડઘાઇ ગયાં અને કેવળભાઇ તરફ મોં વકાસી જોઈ રહ્યાં. તેઓ કેવળભાઈના અંતરનો ભાવ સમજી ગયાં, એટલે ચૂપકી સાધી બેસી રહ્યાં.

'પ્રભુ ! કેટલા ભલાભોળા અને પવિત્ર દિલના એ વડવાઓ હતા.' કેવળભાઈ મકાનના પ્રાચીન નિવાસીઓને યાદ કરવા લાગ્યા, 'તેઓને કોઇની જરા ય પડી નહોતી. દાન, ધર્મ અને પૂજાદિક કાર્યની સાથે સાથે વ્યાજવટાવનો ધંધો કરી એ પૈસા કમાતા ......' રહી રહીને કેવળભાઈ પીતરાઇઓને પણ યાદ કરવા લાગ્યા. વડવાઓની પ્રશંસા કરતી વખતે કેવળભાઇ

ભૂલી ગયા કે એ વડવાઓના ગરીબોનું લોહી ચૂસી પેદા કરેલા પૈસા કરતાં નીરુએ પરસેવો વહેવડાવી પેદા કરેલા પૈસા વધુ પવિત્ર હતા.

લોકો નિરુનો તિરસ્કાર કરતા, ત્યારે તેના ચહેરા પર ધૈર્ય અને ક્ષમાના ગંભીર ભાવમાં છુપાયેલ કોઇ અજબ વિરક્ત ભાવ હોઠ પર ઝળકી ઊઠતો. પણ તે ભાવ થોડીવાર પૂરતો જ અધરો પર રહેતો અને એ દુઃખની લાગણી દૂર થતાંની સાથે જ તે અદશ્ય થઇ જતો; પરંતુ આજે તે ભાવ હરહંમેશની માફક અદશ્ય ન થયો. બીજાઓની માફક જ્યારે પિતાજી પણ ઘૃણાના ભાવથી જોવા લાગ્યા, ત્યારે એ વિરક્ત ભાવ સદાને માટે પત્થર પર કોતરાયેલ રેખાની માફક અટલ અને સ્થાયી બની ગયો.

કેવળભાઇ પુત્રનું ફીકકું પડી ગયેલું મોં જોઇ ખસિયાણા પડી ગયા. જૂનો ઘા ફરીથી તાજો કરવા બદલ તેમને પસ્તાવો થયો. ધીમા અને માયાળુ સ્વરે તેમણે આડીઅવળી વાતો શરૂ કરી, પણ નીરુના ચહેરા પરનો એ વિચિત્ર ભાવ ન મટયો.

સંકોચના માર્યા કેવળભાઇ હવે ત્યાં વધુ વખત બેસી ન શકયા. એ ટોપી પહેરી ચૂપચાપ ઘરની બહાર નીકળી ગયા અને જોત-જોતામાં સાયંકાળના ઘેરા પ્રકાશમાં અદશ્ય થઈ ગયા.

કેવળભાઇને ગયે પાંચેક મિનિટ પણ નહિ થઈ હોય ત્યાં તો નશામાં ચકચૂર પાંચછ માણસો ઘરમાં ઘૂસી આવ્યા અને નીરુને પોતાની સાથે લઇ જવા તોફાન કરવા લાગ્યા. જો નીરુ સીધી રીતે ન માને તો તેને બળજબરીથી લઇ જવા માટે તેઓ પોતાની સાથે દમણીયું પણ લાવ્યા હતા.

તેમને જોતાં જ સીતા ઓળખી ગઇ કે આ લોકો અહીંથી આઠ માઇલ દૂર સાબરમતીના કાંઠે આવેલ નાંદીસર ગામના મવાલીઓ હતા અને તેઓ આ આખા વિભાગમાં સૌથી વધુ બદમાસ ગણતા હતા. તેમની પાછળ નીરુનો નાનો ભાઇ ધીરુ સંતાઇને ઊભો હતો.

શરાબના નશામાં ચકચૂર ગુંડાઓ મલિન હાવભાવ પ્રદર્શિત કરતા હતા અને કોઈ પણ કારણ વિના બેવકૂફની માફક ખડખડાટ હસતા હતા, તો કોઈ મજાક કરતા એલફેલ બકતા હતા. જેને સતાવવા માટે ગુંડાઓ તોફાન કરતા હતા, તે શાંત અને ગંભીર ચીત્તે ચૂપચાપ બેસી રહ્યો હતો. શરાબીઓ તરફ પીઠ ફેરવી સીતાએ પુત્ર તરફ નજર કરી. પુત્ર કેટલે સુંદર અને દેખાવડો હતો! તેની આંખોમાં કુમાશ હતી, શરીર નાજુક હતું, કપડાં સાફ અને સુંદર હતાં, ચહેરો ગોળ અને ભરાવદાર હતો. તે બીજાઓની માફક જ્યાં ત્યાં થૂંકતો નહોતો વિના કારણે ખડખડાટ હસતો પણ નહોતો. તેને બીજાએની માફ ખોટાં વ્યસન ન હતાં, તેમ જ ન તો અશ્લીલ શબ્દો તેના મેમાંથી કદી નીકળતા હતા.

ગુંડાઓ પણ જાણતા હતા, કે નીરુ પોતાના કરતાં વધુ શિક્ષિત, બુદ્ધિમાન અને સભ્ય હતો. તેમને ખબર હતી કે તેનું લાલનપાલન અમીરી કુટુંબમાં થયું હતું અને પોતાના કરતાં તે દરેક બાબતમાં વધુ સંસ્કૃત અને સભ્ય હતો. તો પણ આ લોકો તેને સતાવવા માટે અને તેના અપરાધનો દંડ આપવા માટે આવ્યા હતા. તેઓ તેને એટલો તો નીચ અને ઘૃણિત સમજતા હતા કે હિંદુ સમાજમાં તેના જેવી વ્યક્તિને જીવવાનો અધિકાર નથી.

ગુંડાઓને ઘરમાં દાખલ થતા જોઇ નીરુના મનમાં કમજોરી અને કંપારી પ્રસરી ગઈ. તેને લાગ્યું કે હવે પોતાની ખેરિયત નથી. જાન લીધા સિવાય આ લોકો નહિ જંપે અને તેમનો સામનો કરવો નકામો છે. 'વિરોધ કરવાથી લાભ પણ શો છે?' તે વરક્ત ભાવે મનમાં બોલ્યો, 'હવે જીવનમાં શો સાર બાકી રહ્યો છે, તે લડીઝગડીને બચાવ કરું!'

એ દિવસના પ્રાતઃકાળની વાત છે. ગુંડાઓમાંના એકને સડકની બાજુએથી મરેલો સાપ મળ્યો હતો. તેણે ઘેર લાવી મિત્રોને બતાવ્યો.

'છે તો દેખાવડો!' એકે કહ્યું.

'ખરેખર! મોમાંથી પાણી છૂટે છે.'

'ખાવાની ઇચ્છા છે?'

'ચાલો, ઝુલાણા લઇ જઇએ. કદાચ નીરુ પસંદ કરે. તેને બધું કાંઇ ખાવાની આદત છે.'

'બરાબર કહ્યું! તેને જ લાયક છે.'

અને આ નવી શોધખોળની સાથે જ ઝુલાણા પર હલ્લો કરવાનો પ્રસ્તાવ રજૂ થયો. દિવાળીના દિવસો હતા. નીરુ જેવી અધમ વ્યક્તિ દિવાળી શાંતિથી પસાર કરે, એ તેમનાથી કેમ સહન થાય

અને તેમણે નક્કી કર્યું જરૂર તેને સજા કરવી અને તે પણ લવલેશ દયા બતાવ્યા સિવાય.

રસ્તો બતાવવા માટે તેમણે નીરુના ભાઈ ધીરુને સાથે લીધો. ધીરુ આનાકાની કર્યા વગર તુરત તૈયાર થયો. ધીરુ આ લોકો જેવો બદમાશ નહોતો, પણ ભાઈ પ્રત્યેની લાગણી બીજાઓના જેવી જ હતી. નીરુને લીધે તેને અપશબ્દો અને તિરસ્કાર સહન કરવાં પડતાં હતાં, એથી ચીડાઇને તે વારંવાર બબડતો, 'ભાઈસાહેબ કલંકનું ટીલું લઇ બીજાઓને હેરાન કરવા આવ્યા છે.' આ જ કારણને લીધે તે ગુંડાઓની પાછળ છૂપાઇને નીરુની દુર્દશા જોવા તલસી રહ્યો હતો.

'ધીરુ?' પુત્ર પર નજર પડતાં જ સીતા ધમકીભર્યા સ્વરે બોલી ઊઠી, 'શી ધમાલ છે! આ લોકો શું કામ આવ્યા છે?' જ્યારે સીતા કઠોર સ્વરે બોલતી, ત્યારે ધીરુનાં મોતિયાં મરી જતાં. આ વખતે પણ ધીરુમાં વાત છુપાવવાનું સાહસ ન રહ્યું, એટલે ધીરુએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું, 'આ લોકો નીરુને સાપ ખવડાવવવા આવ્યા છે.' આ શબ્દો સાંભળતાં જ નીરુનાં મોતિયાં મરી ગયાં, તેના શ્વાસશ્વા હોશકોશ ઊડી ગયા અને બે મિનિટ પછી શું બનશે તેનું દસ્ય તેની નજર સામે ખડું થઇ ગયું:

ગુંડાઓ સાપ ખવડાવવા બળજબરી કરશે ને હું તેનો ઇન્કાર કરીશ. આવું ઘૃણિત કામ તો મારાથી સ્વપ્નેય ન થાય. મને આવું બિભત્સ કાર્ય કરવાની ફરજ પાડી શકે એવી જગત આખાયમાં શક્તિ નથી, પછી તો એકી સાથે ગડદાપાટુઓનો પ્રહાર થશે. કદાચ પ્રાણ લઇને......'જેમ જેમ વધુ વિચારો કરતો ગયો, તેમ તેમ તેનું ધૈર્ય તૂટતું ગયું.

પણ હજુ હાથચાલાકી શરૂ થવાને થોડીવાર હતી. સવારે જેને મરેલો સાપ મળ્યો હતો, તે ગજવામાંથી તેને બહાર કાઢી, આમ તેમ ઝુલાવી, સીતાની પાસે જઇ હલકટ શબ્દોમાં કહેવા લાગ્યો, 'કેમ, નીરુ માટે સરસ ભોજન છે ને?'

'અરે! તમે તમારી જાતને ઇન્સાન પણ સમજો છો કે નહિ?' સીતાનું વદન ક્રોધથી લાલ થઇ ગયું, 'શા ઉપર આટલું બધું ગુમાન કરો છો?'

ગુંડાઓ જોરથી હસી પડયા.

'સીતામૈયા, ગભરાશો નહિ.' એ શખ્સ ફરી બોલ્યો, 'નીરુને બહુ દૂર આવવું નહિ પડે, ગામની ભાગોળ લગી આવવું પડશે. અમો ત્યાં દેવતા પાડી મનમાન્યું પકવાન બનાવીશું.'

સીતાએ નીરુ તરફ નજર કરી. નિરુ ઉદાસ વદને બેઠો હતો. તેના વદન પર ન હતાં રોષનાં ચિહ્ન કે ન હતી વિરોધ પ્રદર્શિત કરવાની ઉત્તેજના. જાણે ક્ષમાના અવતાર સરીખો સર્વ કાંઇ સહન કરવા તૈયાર થઈ બેઠો ન હોય!

'નીરુ!' સીતાએ બૂમ પાડી, 'શો વિચાર કરે છે? આમની સાથે જવાનો વિચાર તો નથીને? ખબર છે આ લોકો કોણ છે? આ જો, એનું નામ છે મૂળજી. એણે પોતાનું બાળક જનમતાંની સાથે જ મારી નાંખ્યું હતું અને બેભાન પ્રસૂતાની જરા પણ ભાળસંભાળ લીધી ન હતી.'

ગુંડાઓ ફરી ખડખડાટ હસી પડયા.

'ચિંતા ન કરો!' મૂળજી બોલ્યો, 'નીરુની સરભરા કરવામાં અમે જરા પણ કચાશ નહિ રાખીએ. પ્રમાણસર મીઠું મરચું નાંખીને નીરુનું ખાણું સ્વાદિષ્ટ બનાવીશું; અને તે જે ખાઈ ચૂક્યો છે, તેની ગણત્રીમાં સાપ કાંઇ જ નથી.'

'આ જો,' સીતા એક સૌથી ઊંચી અને કદાવર વ્યક્તિ બતાવી બોલી, 'એ ખીમો છે, કે જેણે આખી જિંદગીમાં પાપ સિવાય બીજું કાંઇ જ કર્યું નથી. તેણે પોતાના ભાઇને રોવડાવવા સારુ ગાયો અને ભેંસોની આખી ગમાણ બાળી મૂકી હતી.'

'એ તો બબડાટ કર્યા કરશે, બેટમજી! તું તેની વાતો પર ધ્યાન ન આપતો.' ખીમાએ નીનાના ખભા પર હાથ મૂકી કહ્યું.

પણ સીતા વગર રોકાયે બોલે જતી હતી. 'આ જો, એનું નામ છે ભીમો. એણે પોતાની સગી દાદીને ભૂખે મારી નાખી હતી. અને પેલા બે, ખૂણામાં લથડીયા ખાતા ઊભા છે, તે જેસલો અને બેચર છે. તેઓ પોતાનાં બાળબચ્ચાં અને સ્ત્રીને ભૂખે મારી બધી કમાણી શરાબને અર્પણ કરે છે.'

સીતાનો અવાજ તીખો થઈ ગયો હતો. ક્રોધથી તેનું શરીર કંપતું હતું. તેનું રૌદ્ર સ્વરૂપ જોઇ ગુંડાઓ પણ થથરી ઊઠયા અને તેમનું હરહંમેશનું હાસ્ય ભૂલી ગયા. 'અને પેલો સૌની પાછળ મોં સંતાડી ઊભો છે!' સીતા તીક્ષ્ણ સ્વરે બોલી, 'ખબર છે એ કોણ છે? એ તારો નાનો ભાઇ ધીરુ છે. તેણે તેનાં માતાપતાને એક પાઈની પણ મદદ કરી નથી. આવા આ લોકો છે. ભૂલેચૂકે પણ તેમની તરફ ન ફરકતો...'

પણ સીતાની વાત પૂરી થઈ ન થઇ, ત્યાં તો નીરુ ઊભો થયો. તેના ચહેરા પર ક્ષમાનો ભાવ હતો, જાણે ભાગ્યદેવીની સામે આત્મસમર્પણ કરવા તૈયાર ન હોય!

ગુંડાઓ પુનઃ વધુ જોરથી હસ્યા.

'શાબાશ બેટમજી!' મૂળજી બોલ્યો. તે ગુંડાની ટોળીનો સરદાર હતો. 'તું તારી રાજીખુશીથી આવે છે, એ સારી વાત છે. નહિતર અમારી પાસે તારું કાંઈ ચાલે એમ નહોતું.'

પણ સીતા એમ સહેલાઈથી હાર કબૂલ કરે એવી સ્ત્રી ન હતી. બાજની ઝડપથી તેણે મૂળજીના હાથમાંથી સાપ છીનવી બાજુના ઓરડામાં ફેંકી, બારણું રોકી ઊભી રહી.

એ જ ક્ષણે બહારનું બારણું ખૂલ્યું અને કેવળભાઈએ ઓરડામાં પ્રવેશ કર્યો.

'આ શી ધમાલ છે?' કેવળભાઈએ ચારે તરફ નજર કરી પૂછ્યું, 'શા માટે આ તોફાન આદર્યું છે?'

પણ કોઈએ કેવળભાઈના બોલવા તરફ ધ્યાન ન આપ્યું. બે ગુંડાઓ સીતાને બારણાંમાંથી હઠાવવા પ્રયત્ન કરતા હતા, બીજા બે નીરુને ખભેથી પકડી આગળ ધકેલતા હતા.

એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર કેવળભાઈ તેમના પર બાજની ત્વરાથી તૂટી પડયા. 'હરામખોરો! ક્યાં લઇ જાઓ છો એ છોકરાને? મૂકી દો, નહિ તો એકેએકનું માથું રંગી નાખીશ.'

અચાનક કોણ જાણે ક્યાંથી ય નીરુમાં અપરિમિત બળ અને સાહસ ઊભરી આવ્યાં. 'માતાપિતા તારો પક્ષ લઈને લડી રહ્યાં છે ને તું શું જોયા કરે છે?' કોઇએ તેના કાનમાં કહ્યું, 'આવો મોકો ફરી નહિ આવે.'

અને ધીરુ તરફ જોઇ નીરુએ બૂમ પાડી, 'ધીરુ, શું જોયા કરે છે? બારણું ખોલ.'

ભાઇનો અવાજ સાંભળી ધીરુમાં ના પાડવાનું સાહસ ન રહ્યું. તુરત તેણે બારણું ઊઘાડયું. નીરુએ મૂળજીને કમરમાંથી પકડી જોતજોતામાં ઘરની બહાર પટકી દીધો.

તરતજ સરદારની મદદે ખીમો આવ્યો, પણ બીજી જ ક્ષણે તેના કમરની આસપાસ મજબૂત ભૂજાઓ વીંટળાઈ વળી અને મૂળજીની માફક તે પણ ઊંધી ટાંગે ઘર બહાર ફેંકાઈ ગયો.

હવે ધીરુ પણ ભાઈની મદદે આવ્યો. થોડીવાર મૂક્કામૂક્કી ચાલ્યા બાદ બધા રફુચક્કર થઈ ગયા. ધીરુએ કૂંડીમાં કમાડ ચડાવી દીધું અને નીરુ સામે આવી અદબથી ઊભો રહ્યો. 'આબાદ પટકી દીધી !' ધીરુ પ્રશંસક સ્વરે બોલ્યો, 'તે દાવ મને શીખવવો પડશે

લડાઈની ઉત્તેજનાથી નીરુનો ચહેરો લાલચોળ થઇ ગયો હતો, પણ ચહેરા પર ન હતી દુઃખની લાગણી કે ન હતી ઉદાસીનતાની છાયા.

'એવો તો આબાદ સ્વાદ ચખાડયો કે તેઓ બાપ-જન્મારાની ખો ભૂલી જશે,' ધીરુ બોલ્યો, 'પણ મોટાભાઈ ! તમારા એકલામાં જ બધાને પહોંચી વળવાની તાકાત હતી, તો શા માટે આ બધું ચૂપચાપ સહન કરતા હતા ?'

નીરુનું ગળુ રૂંધાઇ ગયું. તે ખુરસીમાં બેસી પડયો. હાથમાં મોં છૂપાવી તેણે રોવા માંડયું. તેના દિલનો બંધ તૂટવાનો આ પહેલવહેલો જ અવસર હતો.

'ધીરુ ! આ તાકાત અને કૌવત નકામા છે.' નીરુ રોતાં રોતાં બોલ્યો, 'લોકોને જેટલી મારા પ્રત્યે નફરત છે, એથી વધુ મને મારી જાત પ્રત્યે છે. કેટલું ભયંકર મારું સ્વરૂપ છે ! કેટલું બિભત્સ ! તને તેની કલ્પના પણ નહિ આવી શકે. હું તો એટલું જ જાણું છું કે મેં ભયંકર કૃત્ય કર્યું છે, ત્યાં શરાબીઓનું મોં બંધ કરવાથી મને સાંત્વના ક્યાંથી મળે ?'

# પ્રકરણ ૪ થું

દિવાળી પછી એક દિવસ ધીરુ મૂળજીનો સંદેશો લાવ્યો, 'મૂળજીને દૂધની ડેરીમાં માણસની જરૂર છે. જો તમારે રહેવાની મરજી હોય, તો તે રાખવા તૈયાર છે.'

'તમે મારા ભાઇ છો એટલે,' ધીરુ બોલ્યો, 'તમને વાત કરવાની મારી ફરજ છે. સોબતમાં બીજાં કરતાં મૂળજી ઘણો સારો છે.'

આ વાત સાંભળી સીતા બોલી ઊઠી, 'તેમની સાથે સંબંધ રાખવાનો કાંઇ અર્થ નથી.'

પણ કેવળભાઇનો વિચાર સીતા કરતાં જુદો હતો. 'નીરુ ત્યાં કામ કરે, એમાં શો વાંધો છે? ધંધાનો જાણકાર તો થશે.' કેવળભાઈ બોલ્યા, 'બીજો કોઈ તેને રાખવા તૈયાર નહિ થાય.'

'તમે કેવી ઢંગધડા વગરની વાત કરો છો?' સીતા વિસ્મય પામતી બોલી, 'કોણ જાણે શી દાનતથી એ લોકો નીરુને બોલાવતા હશે. એ લોકો કેવાં કેવાં ષડ્યંત્રો રચી રહ્યા છે, તેની તમને ક્યાં ખબર છે? હું ખાત્રીપૂર્વક કહું છું, કે જરૂર તેમને કોઈ નવી યુક્તિ સૂઝી હશે.'

પણ દિવાળીની સાંજે કેવળભાઈએ કહેલા શબ્દો નીરુને યાદ હતા. તે જાણતો હતો કે કેવળભાઈ પોતાને બહાર મોકલવા માગે છે, એટલે સીતાએ વિરોધ કરવા છતાં તે જવા તૈયાર થયો.

'મૂળજીને મારા તરફથી આભાર માની કહેજે કે હું આવવા તૈયાર છું અને જેમ બનશે તેમ તાકીદે આવીશ.' નીરુએ ધીરુને કહ્યું.

'સાથે જ ચાલોને.' ધીરુએ કહ્યું, 'જરૂરિયાત પૂરતો સામાન સાથે લઈ લો. કદાચ કોઇ બીજાને રાખી લેશે, તો ફરીથી આવી તક મળવી મુશ્કેલ છે.'

ધીરુની વાત નીરુને ગળે ઊતરી. તરત જ બિસ્રો બાંધી લીધો અને કેવળભાઇ તથા સીતાની રજા લઈ ચાલી નીકળ્યો.

એક અઠવાડિયા સુધી નીરુના કંઇ સમાચાર ન આવ્યા. રવિવારની રજા હોઇ ધીરુ ઘેર આવ્યો. સીતા નીરુના સમાચાર સાંભળવા અધીરી બની ધીરુને ઘેર આવી. તેને ભય હતો કે કદાચ ગુંડાઓએ નીરુને પૂરો કરી નાખ્યો ન હોય.

'મને કંઇ સમાચાર મળ્યા નથી.' ધીરુ બોલ્યો, 'લોકોના ગપગોળા કહેતાં હો તો કહી સંભળાવું. પહેલાં ડેરીમાં પાંચ માણસો હતાં. એમાના એકે પોતાના બાળકને મારી નાખ્યું હતું. બીજાએ તેની દાદીને મારી નાંખી હતી. ત્રીજાએ ઢોરોથી ભરેલો વાડો સળગાવી માર્યો હતો અને બાકીના બે શરાબને ચરણે પોતાની મિલકત ધરી રહ્યા છે. હવે તેમની મંડળીમાં મનુષ્યનું માંસ ભક્ષી ચૂકેલો એક નવો સાથી ભળ્યો છે, એટલે બહુ મઝાની મંડળી જામી છે.'

'ગપોડા છે એવું કહેનારાઓ.' સીતા મોં મચકોડી બોલી, પણ નીરુના કુશળ સમાચાર સાંભળી તે રાજી થઇ. ઘેર જતી વખતે કહેતી ગઇ, 'નીરુના ખબર મળે કે તુરત મને મોકલજે, ભૂલતો નહિ.'

પંદર દિવસ પછી ધીરુ આવ્યો.

'લોકો વાતો કરે છે કે નીરુ તેમની સાથે નહિ ટકે.' ધીરુએ સીતાને કહ્યું. 'નીરુએ એવાં કેટલાંય કામ કર્યાં છે કે તેઓ સ્વપ્ને પણ સહન કરે એમ નથી...નીરુની દેખરેખ નીચેની ડેરી સૌથી પહેલાં ખરાબ ગણાતી હતી, તે હવે એકદમ સુધરી ગઈ છે અને તેનું પહેલાની માફક એન્જિન બગડતું નથી. ડેરીનું નામ સુંદર અક્ષરે ફરીથી લખાવ્યું છે. આવાં આવાં કારણોને લીધે નીરુ તેઓની સાથે ટકી નહિ શકે.'

'છોકરો મને ઉડાવે છે.' સીતાએ વિચાર કર્યો, પણ નીરુ માટે તેને પહેલાં કરતાં વધુ માન ઉપજ્યું.

ઝુલાણાના નિવાસીઓને નાંદીસરના સમાચાર જલદી મળતા નહોતા. ધીરુ બે અઠવાડિયાં પછી પાછો આવ્યો.

'નિરુ તેમની સાથે વધુ દિવસ નહિ ટકે.' ધીરુએ કહ્યું, 'ડેરીના રંગઢંગ દિવસે દિવસે બદલાતા જાય છે અને કામ પણ ઘણી ઝડપથી થાય છે, એટલે ત્યાં ધાબાવાળાઓની ભીડ કાયમ રહે છે. આથી એ લોકોને દારૂમાં ચકચૂર રહેવાનો તેમ જ જુગાર ખેલવાનો સમય મળતો નથી.'

સીતા તેની ઢંગધડા વગરની વાત સાંભળી ચીડાઇ ગઇ.

'ખરેખર, તેમની બુદ્ધિ અજબ છે. તેમને ખાત્રી હતી કે નીરુને પૂરેપૂરી સફળતા મળશે, એટલે જ મોકલવાનો આગ્રહ કર્યો હતો.' સીતા બોલી.

પાંચસાત દિવસ પછી ધીરુ નવા સમાચાર લઇ આવ્યો.

'આ વખતે પણ નીરુ મને ભેગો થયો નથી.' ધીરુ બોલ્યો, 'પણ લોકોની અફવા સંભળાવું. મૂળજી મકાન બંધાવે છે, તેથી ગરબડ મચી છે. જરૂર દાળમાં કાંઇક કાળુ હોવું જોઇએ...'

'તારા જેવો જૂઠાબોલો બીજો કોઈ મેં જોયો નથી.' સીતા ધીરુની અસંગત વાત સાંભળી બોલી. હવે તેને પૂરી ખાતરી થઇ હતી કે થોડા દિવસમાં નીરુ લોકપ્રિય થશે.

પણ કેવળભાઇએ કહ્યું, 'લોકોને અનુકૂળ બનાવવા એ સહેલું કામ નથી. મને ભય છે કે નીરુને માથે કોઈ આફત આવી ન પડે.'

અને કેવળભાઈનો આ ભય ખરો હતો. એક અઠવાડિયા પછી ધીરુ પાછો આવ્યો, ત્યારે તે એકલો નહોતો. તેની સાથે ઊતરેલે ચહેરે નીરુ પણ આવ્યો હતો.

સીતા અને કેવળભાઇ નીરુ સાથે વાત કરવાનું સાહસ ન કરી શક્યાં. ધીરુને એકાંતમાં પૂછ્યું, 'વાત શી છે?'

'વાત તે બીજી શી હોય ? તેમની સ્ત્રીઓએ રોઈરોઈને આકાશપાતાળ એક કર્યાં કે નીરુનું ધન ઘરમાં ન જોઈએ અને ઘરમાં કહી દીધું કે, 'નીરુ જેવા ઘૃણિત માણસ સાથે રહેવા કરતાં તો ગરીબ રહેવું વધારે સારું છે.' એટલે એ બિચારાઓ શું કરે? છેવટે વાત એટલી હદ સુધી પહોંચી કે તેમને ન છૂટકે લાચારીથી કહેવું પડયું કે ભાઈસા'બ, મહેરબાની કરી અહીંથી સીધાવો અને કોઈ એકાંત સ્થળ ઢૂંઢી ધૂણી ધખાવી આસન જમાવો કે જ્યાં તમારા એ કલંકથી કોઈ ન અભડાય.'

---

## પ્રકરણ ૫ મું

શાળાનું મકાન વસંત ઋતુમાં બનાવવાનું નક્કી થયું હતું. તેનો કોન્ટ્રાકટ રાખવા પૂજારીએ કેવળભાઈને કહ્યું હતું. આ પહેલાં કેવળભાઈએ ગામમાં ઘણાં મકાન બનાવ્યાં હતાં. પણ સીતાએ આ પ્રસ્તાવ સાંભળ્યો, ત્યારે ચોકખા શબ્દોમાં નકાર ભણ્યો કે તેમની તબિયત નરમ રહેતી હોવાથી તે આ કામની જવાબદારી ઊઠાવી શકે એમ નથી.

'ગામના લોકો બીજા કોઈને કોન્ટ્રાકટ આપવા તૈયાર નહિ થાય.' કેવળભાઈએ સીતાને સમજાવતાં કહ્યું.

'તું તેનો પ્લાન તો જો.' કેવળભાઈએ સીતાને કહ્યું, 'આજકાલ મકાન બનાવવામાં કેટલા સુધારાવધારા થયા છે!'

સીતા ચોંકી ઊઠી, 'મને તો લાગે છે કે તમે કોન્ટ્રાકટ નક્કી કર્યો છે, પણ તે પૂરો શી રીતે કરશો?

કેવળભાઈ બોલ્યા, 'ઘરમાં જવાનજોધ દિકરો તો છે.'

'અજબ માણસ છો!' સીતા કેવળભાઈની અદૂરદર્શિતા જોઈ બોલી, 'નીરુને પૂછવું તો હતું !'

સીતાને ભરોસો ન હતો કે જે શાળાનો કાવિઠાના મંદિર સાથે સંબંધ હોય, તેના મકાનના કામમાં નીરુ મદદ કરવાની હા પાડશે.

'મને નથી લાગતું કે નીરુ આ કામ કરવાની ના પાડે,' કેવળભાઇ બોલ્યા.

કેવળભાઈ અને સીતા વચ્ચે શાળાના મકાન સંબંધી વાત થતી હતી, તે વખતે નીરુ ત્યાં હાજર હતો. શરૂઆતમાં તો તે કાંઇ ન બોલ્યો, પણ કેવળભાઇને નિરાશ થતા જોઇ તે એકાએક બોલી ઊઠયો, 'ખેર! તમે કોન્ટ્રાકટ રાખ્યો છે, એટલે પૂરો તો કરવો જોઇએ. જરૂર હું મદદ કરીશ.'

નીરુ કેવળભાઇનો આંતરિક હેતુ સમજતો હતો. તે જાણતો હતો કે કેવળભાઇ હરકોઇ પ્રકારે પોતાને સમાજમાં દાખલ કરાવવા માગે છે, એટલે ઝુલાણામાં પોતાના ખેતરમાં એકાંતવાસ કરવાની તેની તીવ્ર ઇચ્છા હોવા છતાં પિતાજીને રાજી કરવા ખાતર શાળાના મકાનમાં મદદ કરવા તૈયાર થયો.

નીરુએ ખંતપૂર્વક શાળાના મકાનનું કામ ઉપાડી લીધું. કેવળભાઇએ ધીરેધીરે બધું કામ નીરુને સોંપી દીધું. નીરુ કામ પર નજર રાખતો અને પોતાની મરજી મુજબ ફેર-ફાર પણ કરાવતો. તે એક ક્ષણ પણ નકામી ગુમાવ્યા વગર કામ પૂરું કરવા માગતો હતો, એટલે તેણે પોતાનો મુકામ શાળાનું મકાન બંધાતું હતું, ત્યાં જ રાખ્યો હતો. કેવળભાઇ ઝુલાણા રહેતા અને વચ્ચે વચ્ચે કાવિઠાનો એકાદ આંટો મારી જતા અને પાછા ફરતા ત્યારે સીતાને કાવિઠાના સમાચાર કહેતા. સીતા હંમેશા ચિંતિત વદને નીરુના કુશળ પૂછતી, 'કાવિઠાના લોકો નીરુથી અસંતુષ્ટ તો નથી ને?' પણ કેવળભાઇ હરવખત તેને ખાતરી આપતા કે કશો વાંધો નહોતો.

'ગઈ કાલે મને ઇશ્વરભાઈ મળ્યા હતા.' એક દિવસ કેવળભાઇએ સીતાને કહ્યું, 'તે ત્યાંની ગ્રામપંચાયતના પ્રમુખ છે.

શાળાના મકાન વિષે અભિપ્રાય પૂછતાં તેઓ બોલ્યા : 'કેવળભાઇ ! પહેલા તો અમે તારા દિકરાને કામ સોંપતા કચવાતા હતા, પણ હવે ગ્રામપંચાયત આવું વિચારતાં પહેલાં ખ્યાલ કરશે. અમે જોઇએ છીએ કે નીરુ હલકો પત્થર ન વાપરતાં સારો પત્થર અને સાધારણ પાટિયાંને બદલે સારાં અને મજબૂત પાટિયાં વાપરે છે. એ જોઇ મારે કહેવું પડે છે, કે જેઓ નીરુ તરફ દ્વેષભાવ રાખે છે એ તેમની ભૂલ છે.'

હવે સીતાને ખબર પડી કે કેવળભાઇએ આટલા માટે જ કોન્ટ્રાક્ટ રાખ્યો હતો, જેથી નીરુને પોતાની યોગ્યતા પ્રદર્શિત કરવાનો મોકો મળતાં લોકોની સહાનુભૂતિ મેળવી શકે, પણ સીતાને નીરુની સફળતા પર હજુ પૂરો વિશ્વાસ બેઠો ન હતો. એટલે જ્યારે કેવળભાઇ બીજી વખતે ઇમારતનું કામ જોઇ આવ્યા, ત્યારે સીતાએ સૌથી પહેલો એ પ્રશ્ન કર્યો કે નીરુને લોકોની સાથે બને છે કે નહિ.

'મારી વાત તું નહિ માને.' કેવળભાઇ બોલ્યા, 'હું તને ધવલપુર તાલુકા સમિતિના પ્રમુખ શાંતિભાઇનો અભિપ્રાય અક્ષરે-અક્ષર કહી સંભળાવું. તેઓ કાલે શાળાનું મકાન જોવા આવ્યા હતા. 'કેવળભાઇ, અમે તમારા દિકરાને આ કામ હાથમાં લેતાં જોઇ નારાજ થતા હતા, પણ હવે મારે કહેવું પડે છે કે નીરુ જેવી લોકહિતેચ્છુ વ્યક્તિ માટે આવી ભાવના રાખવી એ યોગ્ય નથી. અમે જોઇએ છીએ કે નીરુ સારમાં સારો માલ વાપરે છે. દિવાલ પર તેણે સુંદર ચિત્રો દોરાવ્યાં છે. અને તારીફની વાત તો એ છે કે આ બધું નીરુ પોતાની આપમેળે કરે છે.'

સીતા નીરુની પ્રશંસા સાંભળી હરખાઈ ગઇ, પણ હજુ તેનો ભય દૂર થયો ન હતો.

છેલ્લા અઠવાડિયા દરમિયાન સખત કામના બોજાને લીધે કેવળભાઈ કાવિઠા જઇ શક્યા નહોતા. ચૈત્રમાસની આખરે એક દિવસ કેવળભાઈ સમાચાર લાવ્યા કે 'શાળાનું નિરીક્ષણ

થઇ ગયું છે અને મકાન જોઈ ઇન્સ્પેક્ટર એટલા બધા પ્રસન્ન થયા હતા કે તેમને પ્રશંસા કરવા માટે શબ્દો પણ જડતા ન હતા.'

કેવળભાઈની સાથે નીરુ પણ આવ્યો હતો. સીતાએ જોયું તો તેનો દેખાવ જેલમાંથી છૂટીને આવ્યો હોય એવો હતો. સીતાને લાગ્યું: નીરુએ ગુમાવેલી આબરૂનો એક અંશ ભાગ પાછો આવ્યો છે, પણ હજુ તેની શંકાનું નિવારણ થયું નહોતું. તેણે કેવળભાઇને એકાંતમાં પૂછ્યું, 'ખરું કહો છો! કાવિઠામાં એવો એક પણ માણસ નથી જેણે નીરુની પ્રશંસા કરી ન હોય ?'

'લોકોના મનની વાત કોણ જાણી શકે એમ છે?' કેવળ-ભાઇ બોલ્યા, 'પણ હું તને ધવલપુર મ્યુનિસિપાલિટીના પ્રમુખના ઉદ્‌ગારો કહી બતાવું. કાલે શાળાના ઉદ્‌ઘાટન વખતે તે બોલ્યા હતા: 'મારે શાળાના સુંદર ઓરડા, તેના રંગીન બારીબારણાં અને સુંદર ફર્નીચર જોઇ કહેવું પડે છે કે આ બધું બનાવનાર ખરો બાળક પ્રેમી હોવો જોઇએ. હું તો માનું છું કે નીરુએ બનાવેલી શાળાના મકાનમાં ભણવાનો આનંદ લૂંટવા મારા જેવા કેટલા ય વૃદ્ધો બાળક થવા આતુર હશે.'

આ શબ્દો સાંભળી સીતા ગદ્‌ગદ્ થઈ ગઇ અને તેને પાકે પાયે ખાતરી થઇ કે તેની શંકા પાયા વગરની હતી.

---

## પ્રકરણ ૬ ઠું

નીરુ શાળાના મકાન માટે ખરીદેલા સરસામાનનો હિસાબ કરવા રાજનગર ગયો હતો. પાછા વળતી વખતે તે ધવલપુર સ્ટેશને ઊતર્યો. પ્લેટફોર્મની બહાર આવી ગાડી ન જોવાથી તે મુંઝવણમાં પડી ગયો. ધવલપુરથી કુહાણા આઠેક માઇલ દૂર હતું.

કરી શક્યો. એટલામાં એક નાની ગાડી સ્ટેશન સામે આવી ઊભી રહી. નીરુ ઉતાવળા પગલે તે તરફ ગયો. પૂછપરછ કરતાં તેને જણાયું કે એ ગાડી કાવિઠાના નવવિવાહિત પૂજારી માટે આવી હતી. પૂજારી દક્ષિણ તરફના કોઈ પૂજારીની પુત્રી સાથે તાજેતરમાં લગ્ન કરી આવતો હતો.

'ગાડીમાં ગાડીવાન જોડેની જગા ખાલી છે, ત્યાં બેસવા દેવા માટે તમે પૂજારીને વાત કરજો. પૂજારી ભલા માણસ છે, તે તમને ના નહિ પાડે.' નીરુને નિરાશ થતો જોઇ ગાડીવાને સલાહ આપી.

પણ ગાડીવાનની સલાહ નીરુને ગળે ન ઊતરી. કોઇને બોજારૂપ થઇ પડવું એ તેના સ્વભાવમાં નહોતું.

આ દરમિયાન પૂજારી પોતાની નવવિવાહિતા સાથે પ્લેટ-ફોર્મની બહાર આવ્યા.

નવવધૂ પણ અસાધારણ સુંદર હતી. તેને જોઈ બંગાળી ચિત્રકારોની આદર્શ રચનાઓ યાદ આવતી હતી–જેમાં ઘણુંખરું આવું જ રૂપ હોય છે. ઉત્તુંગ અને પાતળું શરીર, ઢળેલા ખભા, ઝૂકેલી ગરદન, સુરખીભર્યા હોઠ......અને સ્વર્ગીય જ્યોતિથી ઝગમગતાં વિશાળ નેત્રો–અદ્રશ્ય સ્વર્ગલોકની સ્મૃતિ કરાવતાં આ યુવતી પણ તેવા જ રૂપની સાકાર પ્રતિમા હતી.

નીરુ આ અપ્રતિમ સૌંદર્ય જોઇ વિમુગ્ધ થયો. સ્ત્રીની તુલનામાં પૂજારી કુરૂપ લાગ્યો. જેમ જેમ નીરુ સ્ત્રીના નાજુક શરીર સાથે પૂજારીના ભારે શરીરની તુલના કરતો ગયો, તેમ તેમ તેને પૂજારી આ અનુપમ સુંદરી માટે અયોગ્ય લાગ્યો. કહી તો નથી શકાતું કે નીરુના મનમાં પૂજારી પ્રત્યેના આ દુર્ભાવનું કારણ શું હતું, કદાચ તે દિવસે કરેલું અપમાન યાદ કરી તે પૂજારીને નિકૃષ્ટ પણ કરી રહ્યો હોય, પણ નીરુને વિશ્વાસ હતો કે પોતે આવી કોઇ દુર્ભાવનાથી પ્રભાવિત નથી.

નવદંપતીને આવતાં જોઈ નીરુ ત્યાંથી ખસી ગયો. થોડીવાર પછી તેણે પૂજારીને પોતાની તરફ આવતા જોયા. ગાડીવાને નીરુને ગાડીમાં બેસાડવા માટે પૂછ્યું હતું. પાસે આવી પૂજારીએ નીરુને ગાડીમાં બેસવા આગ્રહ કર્યો. પૂજારીના મનમાં આ અભાગી નીરુ માટે કાયમ સહાનુભૂતિનો ભાવ રહ્યા કરતો હતો.

'તારો ખ્યાલ કેટલો ભૂલભરેલો હતો.' આગળની સીટ પર બેસતાં નીરુએ પોતાના મનને સંબોધીને કહ્યું, 'હંમેશાં તું ઉતાવળમાં બીજાઓ માટે ખોટા ખ્યાલ બાંધે છે.' અને થોડીવાર પહેલાંના વિચાર બદલ તેને પસ્તાવો થયો. નીરુએ મનમાં પૂજારીની પ્રશંસા કરવા માંડી, 'આટલાં વર્ષો દરમિયાન મેં આવું એક પણ સુંદર અને સમાન જોડું જોયું નથી. બંને કેવાં સુંદર દીપે છે! અત્યારે બંને નવીન સુખસ્વપ્ન નિહાળવામાં તલ્લીન હશે! આ ગૃહિણીના પ્રવેશથી કાવિઠા ઉજ્જવળ થશે.'

આવા વિચારોમાં નીરુ ગરકાવ હતો, પણ એકાએક નવવધૂનો થાકેલો અવાજ સાંભળી તે ચોંકી ઊઠયો, 'ક્યારે આનો અંત આવશે?' નવવધૂએ પૂજારીને પૂછ્યું.

'અંત ?' નીરુ ચોંકી ઊઠયો, 'એવી તે કઇ વસ્તુ નવવધૂને સતાવે છે? અને તે આજે જ જ્યારે તે પહેલવહેલી પતિગૃહે જાય છે ત્યારે.'

નીરુએ ચારે તરફ નજર ફેંકી. તેને સમજતાં વાર ન લાગી કે કઇ વસ્તુ નવવધૂને અકળાવતી હતી. 'આ કાળા કાળા પત્થરો જોઇને તે અકળાતી હોવી જોઇએ.' નીરુ મનમાં બોલ્યો.

ખરેખર આ અજબ પ્રદેશ હતો. ટેકરીઓ કે ડુંગરાનું નામનિશાન ત્યાં ન હતું, જેથી તેને ન તો ડુંગરાળ કહી શકાય. તેમ ઠેકઠેકાણે પત્થરો અને ટેકરીઓ નજરે પડતાં હતાં, જેથી ન તો તેને મેદાન કહી શકાય.

પથ્થરો અને ટેકરીઓ એટલાં બધાં હતાં કે સડકનો વળાંક સ્પષ્ટ દેખાતો ન હતો. જમણી અને ડાબી તરફ, આગળ અને પાછળ, ચારે તરફ ટેકરાઓ જ ટેકરાઓ હતા. ન તો તેનો આરંભ દેખાતો હતો કે ન તો તેનો અંત. આ જોઇ આ પ્રદેશથી અજાણ્યા માણસનું મન કંપી ઊઠે એ સ્વભાવિક હતું.

ટેકરાઓમાં સડક આમતેમ વળાંક લઇને એવી રીતે જતી હતી કે આગળ કેવો પ્રદેશ આવશે તે કળવું મુશ્કેલ હતું. આખા રસ્તે ઉજ્જડ શીલાખંડો નજરે પડતા હતા. લીલાં વૃક્ષો કે હરિયાળીનું તો ત્યાં નામનિશાન ન હતું.

'ખરેખર આ પ્રદેશ ઘણો જ બેહૂદો અને દિલમાં ગભરાટ પેદા કરે એવો છે. અફસોસની વાત છે કે આ નવવધૂને પતિગૃહે આવતાં સૌથી પ્રથમ આ બેડોળ પત્થરનાં દર્શન થયાં. તેના મુલકમાં આવાં બેહૂદા દશ્યો નહિ હોય.' નીરુની વિચાર-માળા ચાલુ હતી, પણ ત્યાં તો બીજી પળે અવાજ તેણે સાંભળ્યો. 'આ પ્રદેશ વેરાન મુલક કરતાં પણ વધુ સૂમસામ લાગે છે.'

એટલામાં એક સ્થળે થોડી ગાયો ચરતી હતી, ત્યાં ગાડી આવી પહોંચી. તે જોઇ નવવધૂ પૂજારી તરફ ફરી બોલી, 'ચાલો, ઓછામાં ઓછા બેચાર જાનવર તો દેખાયાં. મને તો એમ થતું હતું કે આપણે સભ્યતાના નામનિશાન વગરના દેશમાં જઇએ છીએ કે શું !'

'તું આ શું બોલે છે, કંચન ?' પૂજારી બોલ્યા, 'જાણે છે કે આ મારી જન્મભૂમિ છે ? તેનો એકએક પત્થર મને પ્રાણથી પણ અધિક પ્યારો છે.'

ઘણા સમય સુધી બંનેમાંથી કોઇ ન બોલ્યું. અંતે નીરુએ સાંભળ્યું. નવવધૂ રુંધાયેલા અવાજે પોતાના શબ્દો બદલ પૂજારી પાસે ક્ષમા માગતી હતી.

'આવું મને કોઇ પણ દિવસ થયું નથી. કંઇ સમજ પડતી નથી કે આ મને શું થાય છે?'

તેનો એકેએક શબ્દો એટલો મધુર હતો, તેની પ્રત્યેક વાતમાં એટલી ગંભીરતા હતી કે તેના મોંએથી કુરૂપ વસ્તુઓની નિંદા સાંભળવામાં પણ આનંદ આવતો હતો.

થોડીવાર પછી સ્ત્રી ફરી બોલી. આ વખતે તેના અવાજમાં કંપન હતું. 'હું જાણું છું કે આવી વાતો કહી હું ભારે અપરાધ કરું છું, પણ શું કરું? હું એટલી બધી ભયભીત થઈ ગઈ છું કે ઘણો પ્રયત્ન કરવા છતાં એ ભાવના મારાથી દબાવી શકાતી નથી. એ કામમાં હું તમારી સહાયતા માગું છું. મને વિશ્વાસ છે કે હું જીવનયુદ્ધમાં કમજોર થતાં તમારી સહાયતા મેળવી શકીશ.' તેની વાણીમાં એટલી ગંભીર અભ્યર્થના હતી કે ચોરી ચૂપકીદીથી તેના શબ્દો સાંભળવા બદલ નીરુને દિલગીરી ઉપજી.

'મને તો એમ લાગે છે,' સ્ત્રી પૂજારીને પોતાના મનનો ગભરાટ કહેતી હતી, 'જાણે આ ટેકરાઓ મેં ક્યાંક જોયા છે. કોઇ વ્યક્તિએ મારો પીછો પકડયો હતો ને હું મારા પ્રાણ બચાવવા આમતેમ દોડતી હતી. ઓહ! આજે પણ એ જ ભય મારું ગળું રુંધી રહ્યો છે. જાણે કોઇ મારી પાછળ પડયું છે અને લાગ મળતાં જ ભયંકર ઝનૂનથી તે મારા પર તૂટી પડશે. અત્યારે, મારા મનમાં જો કોઈ પ્રબળ ઉત્કંઠા હોય તો તે એક જ છે કે જેમ બને તેમ જલદીથી આ ભયાનક સ્થળેથી નાસી છૂટું!'

અવાજ પરથી સ્પષ્ટ સમજાતું હતું કે નવવિવાહિતા ભય વ્યક્ત કરતી હતી, તેથી વધુ તે ભયભીત હતી. પણ પૂજારીને તેના આ નિરર્થક ભયનું કારણ સમજાતું ન હતું. તેણે પત્નીની વાતને મજાકમાં ઉડાવવાનો પ્રયત્ન કર્યો અને ઉલ્લાસથી બોલવું શરૂ કર્યું, પણ તેમાં તે ફતેહમંદ ન થઇ શકયો. થોડીવાર વીતી ન વીતી ત્યાં તો નવવિવાહિતા ઉત્તેજનાપૂર્ણ સ્વરે બોલી, 'કોવિદા આવું ભયાનક

હશે, તો હું ત્યાં એક ઘડી પણ નહિ રહી શકું. હું જાણું છું કે મારે આ પ્રમાણે બોલવું ન જોઇએ, પણ બોલ્યા વિના રહી શકતી નથી. ગાડીમાં બેઠી ત્યારથી મારા મનમાં વિચાર ઘૂમે છે કે જો આ ઉજ્જડ સડકને અંતે કોઇ સુંદર સ્થળ નહિ આવે, તો હું ભયની મારી ગાંડી થઇ જઇશ. આ બધી નિશાનીઓ કોઇ ભયંકર શંકાની આગાહી છે.'

આ વખતે નીરુ ગાડીની ઉપરની સીટ પર બેઠો બેઠો કાવિઠાની કલ્પના કરતો હતો. 'મને નથી લાગતું કે આ સ્ત્રીને કાવિઠાનું મંદિર, તેનું ઘર અને ત્યાંના વાતાવરણમાં શાંતિ મળે. ત્યાંનાં લીલાં-પીળાં ઘરો અને એકસરખા ભાગમાં વિભાજિત થયેલાં ખેતરો આ મહિલાને પ્રોત્સાહન નહિ આપી શકે.' અને પછી પૂજારી તરફ જોઇ વિચાર્યું, 'આ બિચારા માટે એ એક ઘણી કઠિન સમસ્યા છે.'

ઘણા સમયથી પૂજારી ચૂપચાપ બેઠા હતા.

'સાંભળ,' આખરે પૂજારીએ ચૂપકીદીનો ભંગ કર્યો, 'ગયા શિયાળાની વાત છે. મેં એક સ્વપ્ન જોયું હતું, એથી મને ઘણી સાંત્વના મળી હતી. સંભવ છે, એથી તને પણ સાંત્વન મળે. જાણે કે દક્ષિણ પ્રાંતના તારા ગામની એક સડક પર હું ગાડીમાં જતો હતો. પાનખર ઋતુ હતી. પાંદડાં વગરનાં વૃક્ષો સડકની બંને બાજુએ ઊભાં હતાં. સડકમાં ઠેકઠેકાણે ખાડા ટેકરા પડેલા હતાં. મરામતના અભાવે પૂલ તૂટું તૂટું થઈ રહ્યો હતો. ઘોડો લથડીયાં ખાતો ચાલતો હતો. ચોતરફ ઉજ્જડ અને સૂમસામ હતું. થોડે થોડે અંતરે બેચાર ભાંગેલાં-તૂટેલાં ઝૂંપડાં નજરે પડતાં અને તે દૃશ્ય મનમાં ઉદાસીનતા ફેલાવતું. આવું શૂન્ય દૃશ્ય જોઇને મારા અંતરમાં ચિંતાનો જીવડો કરડવા લાગ્યો, પણ થોડીવારમાં જ મને પ્રતીતિ થઈ કે ગાડી ઊંચી જગાએ ચાલતી હતી. ત્યાંથી નદી કિનારે આવેલું મંદિર અને તારા પિતાનું ઘર દેખાતું. ઘર પર મારી નજર પડી અને ઉદાસીનતા કોણ જાણે કયાં ય ભાગી ગઇ. હવે દરેક વસ્તુમાં પરિવર્તન જણાવા લાગ્યું. હવા મીઠી અને મધુરી હતી, ખેતરો

હરિયાળાં લાગવા માંડયા. વૃક્ષો પર પાંદડા આવ્યાં હતાં. સડક પાકી અને સ્વચ્છ હતી. ઘોડો ઉત્તેજિત થઈ દોડતો હતો. પણ સૌથી અદ્ભુત વાત તો એ હતી કે આ બધા આકસ્મિક પરિવર્તનનું કારણ બાહ્ય નહતું, પણ મારા અંતરમાં જ હતું. જાણે કે આ જીવનનો સ્રોત મારા અંતરમાંથી વહેતો હતો. મને એ વખતે પ્રતીતિ થઈ આ વિચિત્ર પરિવર્તનનું એકમાત્ર કારણ તારા પ્યારા ઘર અને ગામનું દર્શન હતું.'

બોલતાં બોલતાં પૂજારી રોકાઇ ગયા. નવવિવાહિતા ઉત્સુક થઈ બોલી ઊઠી, ' પછી ?'

'પછી? આ દ્રશ્ય જોઇને મારા મનમાં એટલો બધો ખળભળાટ મચ્યો કે તુરત મારાં નેત્રો ખુલી ગયાં.' કહી પૂજારી ચૂપ રહ્યા.

પરંતુ નવવિવાહિતા સ્ત્રીના હૃદયમાં આ રહસ્યપૂર્ણ કીસ્સાએ એટલો બધો ખળભળાટ પેદા કર્યો કે તે પોતાના મનનો આવેગ રોકી ન શકી.

'તમારું કહેવું એમ છે ને, કે જો મારા દિલમાં પણ આટલી ગરમી ઉત્પન્ન થાય તો આ સૂનો રસ્તો પણ સુંદર લાગે ?' નવવિવાહિતા ગદ્ગદ કંઠે બોલી, 'હવે મને બીક નથી લાગતી. મને પણ તમને થયેલા સ્વપ્ન જેવો અનુભવ થાય છે. તમારું વ્હાલું ગામ અને ઘર જોઈ મારું હૃદય આનંદે નાચી રહ્યું છે.'

'જોયું ને ?' નીરુ મનમાં બોલ્યો, 'આથી વધુ સુંદર રીતે બીજું કોણ સમજાવી શકે એમ છે? કેટલું વિશાળ હૃદય !'

## પ્રકરણ ૭ મું

નવદંપતી મંગળવારે આવ્યાં હતાં. તે પછીના શનિવારે નીરુ શાળાના મકાન સંબંધી જરૂરી કાગળપત્રો લઈ પૂજારીને ઘેર ગયો. તેને આશા હતી કે અત્યારે પૂજારી પોતાની રૂમમાં હશે, એટલે નીરુ પરસાળમાં થઈ સીધો તેમની રૂમમાં જઈ ઊભો રહ્યો.

પણ પૂજારી ત્યાં ન હતા. ટેબલ પર એચાર ખુલ્લા નકશા અને એક પુસ્તક ખુલ્લું પડયું હતું. કલમ પણ ખડિયામાં ઊંચી ટાંગ કરી ઊભી હતી. એ જોઈ નીરુએ વિચાર કર્યો: પૂજારી આટલામાં જ ક્યાંક ગયા હશે. 'પૂજારી ઘરમાં છે કે નહિ ?' એમ પૂછપરછ કરતાં ઘરમાં ફરવું યોગ્ય ન લાગવાથી તે ઓફિસમાં પૂજારીની રાહ જોતો બેઠો.

એ દરમિયાન પાસેના ઓરડામાં વાતચીત થતી સંભળાઈ. બારણું અધખોલું હતું, એટલે અવાજ સ્પષ્ટ સંભળાતો હતો.

'પેપર આવી ગયું હશે !' તે પૂજારીનો અવાજ હતો. 'મને લેવા જવાનો વખત નથી. કદાચ કોઈ મળવા પણ આવે.'

'એમાં ચિંતા કરવા જેવું શું છે?' સ્ત્રીએ કહ્યું, 'નોકર જવાનો છે, તે વળતાં પેપર લેતો આવશે.'

નીરુએ વિચાર કર્યો, 'હવે પૂજારી ઓફિસમાં આવશે. પેપરનો બંદોબસ્ત કરવા ત્યાં ગયા હોવા જોઈએ.'

પણ ઘણો સમય વીતવા છતાં પૂજારી ન આવ્યા. થોડીવાર પછી તેમનો અવાજ સંભળાયો, 'નોકરને બદલે તું જાય તો શી હરકત છે ? જરા ફરવાથી જીવ બહેલાશે !'

'હું ખુશીથી જાત, પણ તમે જુઓ છોને, ઘરમાં આ બધું રમણભમણ પડયું છે.'

આ વખતે નીરુએ વિચાર કર્યો, 'હવે આગળ કહેવા જેવું કાંઈ રહ્યું નહિ હોય, એટલે આ વખતે પૂજારી જરૂર આવશે.' પણ ઘણીવાર સુધી પ્રતીક્ષા કરવાં છતાં પૂજારી ન આવ્યા. ઊલટો તેમનો બગડેલો અવાજ સંભળાયો, 'બેશક આપ જેવી કુલીન મહિલા ગામમાં કેવી રીતે જઈ શકે!'

નિઃસંદેહ આ શબ્દો વ્યંગમાં ઉચ્ચારાયા હતા. તેમની બોલવાની ઢબ પરથી જણાતું હતું કે સ્ત્રીના ઇન્કારથી તેઓ ચીડાઈ ગયા હતા.

'તમે મારા કહેવાનો આશય ન સમજ્યા !'

'ખરી વાત છે. આપ જેવી સુંદરી માટે કાવિઠા ઘણી જ બેહૂદી જગા છે.' પૂજારા તીવ્ર સ્વરે બોલ્યા, 'રમણીય સ્થળ, સુંદર અટ્ટાલિકા અને સુરમ્ય વાટિકા સિવાય શ્રીમતીજી ક્યાંથી ફરવા જઈ શકે? અરે ભૂલી ગયો, મારે ગાડીનો બંદોબસ્ત કરવો જોઈતો હતો....'

'તમે...' સ્ત્રી અધીરી થઇ બોલી ઊઠી.

'હું જાણું છું, બિચારું કાવિઠું તારા ગામની બરાબરી ક્યાંથી કરી શકે? મને ખબર ન હતી કે આપના જેવી સુકુમારી કાવિઠાની જમીન પર પગ નહિ મૂકી શકે.'

'તમે આ શું બોલો છો ? હું મારા પિયર કરતાં અહીં રહેવું વધુ પસંદ કરું છું.'

'અહીં રહેવું વધુ પસંદ કરે છે ?' પૂજારીએ આશ્ચર્યથી પૂછ્યું.

આ વખતે નીરુને થયું કે અહીં આ પ્રમાણે ઊભા રહી વાત સાંભળવી યોગ્ય નથી, એટલે તેણે જોરથી ખોંખારો ખાધો અને પગનો અવાજ કર્યો, પણ કોઈનું ધ્યાન તેના તરફ ખેંચાયું નહિ. પૂજારી અને સ્ત્રી વચ્ચે બોલાચાલી ચાલુ જ રહી.

'હા, હું અહીં રહેવું વધુ પસંદ કરું છું,' સ્ત્રીએ કહ્યું, 'પણ કોઈ અદ્રશ્ય વ્યક્તિ મારું ગળું રુંધી રહી છે. એ મારાં માતા-પિતાના વિયોગનો શોક નથી, પણ કોઇ બીજી જ વસ્તુ છે. જ્યાંસુધી ઘરમાં રહું છું, ત્યાંસુધી જીવ આનંદમાં રહે છે, પણ ઘરની બહાર પગ મૂકું છું, ત્યારે તે મારું ગળું દબાવે છે.' સ્ત્રીનું ગળુ રુંધાઇ ગયું.

'પણ તને માઠું લાગે એવું તો મેં કાંઇ કહ્યું નથી!'

'હજુ તમે મને બરાબર ઓળખી નથી.' સ્ત્રી ડૂસકાં ભરવા લાગી, 'તમે ધારો છો તેવી હું ઘમંડી નથી. આ સ્થળ સુંદર નથી,

મનોહર નથી, એ પણ મારા શોકનું કારણ નથી. મારા શોકનું કારણ બીજું જ છે. પ્રભુ! હું એ કારણ જાણતી હોત તો કેવું સારું?'

'સાંભળ, આમ ગોળગોળ વાતો કરવાનો કાંઈ અર્થ નથી. તારે મને આ બધી વાતોનો અર્થ સાફસાફ કહેવો પડશે.'

ઘણા સમયથી નીરુ પૂજારી અને સ્ત્રીની વાત સાંભળતો હતો. તેને થયું: કદાચ જો પૂજારીને ખબર પડે કે હું અહીં બેઠો બેઠો તેમની વાત સાંભળું છું, તો તેઓ મારા માટે શો ખ્યાલ બાંધશે? આ વિચાર આવતાં તે ઊઠી ઊભો થયો અને બારણાં તરફ ડગ ભર્યાં; પણ તુરત જ બીજો વિચાર આવતાં અટકી ગયો. આજકાલથી નીરુનું મન ડામાડોળ રહેતું હતું, તેથી તે કોઈ વાતનો નિર્ણય કરી શકતો ન હતો. તેના જેવું શંકાશીલ અને આત્મવિશ્વાસહીન બીજું કોઈ નહિ હોય.

'હું તમને શું સ્પષ્ટ કહું?' સ્ત્રી પહેલાંની માફક અધીરી થઈ બોલી, 'હું તેને દેખી કે સાંભળી શકતી નથી. ફક્ત ઘર બહાર નીકળતાં અનુભવું છું. જાણે એવું લાગે છે કે મને કોઈ ભયાનક અને નિર્જન સ્થાનમાં પૂરાઈ રહેવાની સજા મળી છે. આ વિચારે મારા દિલમાં ઘર કર્યું છે.'

'હવે સમજાયો!' નીરુ મનમાં બોલ્યો, 'ગાડીમાં કહેલી વાર્તા જેવી બીજી વાર્તા કહી પૂજારી પોતાને આશ્વાસન આપે, એ વિચારથી સ્ત્રી આ પ્રમાણે બોલે છે. પૂજારી પણ આ કામને યોગ્ય છે.'

'જો હું આ ઘરમાં કેદ ન હોત અને ચારે તરફ આ ટેકરીઓની હારમાળા દેખાતી નહોત, અથવા આ કબર જેવા કેદખાનામાં પૂરાઈ ન હોત અને અલ્પ પણ બહારનો પ્રકાશ મેળવી શકતી હોત!' સ્ત્રી અટકતાં અટકતાં બોલી. 'પણ આ કોઈ મારા પૂર્વ જન્મનું પાપ હોવું જોઈએ. એ સિવાય હું અહીંયાં શા માટે આવત? અરે! તમે મને દિલાસો સરખો પણ નથી આપી શકતા?'

'જરૂર હવે પૂજારી સુંદર દૃષ્ટાંત કહેશે.' નીરુએ ધાર્યું. તેને ત્યાં ઊભા રહેવા બદલ પસ્તાવો ન થયો. સ્ત્રીના અવાજમાં મીઠાશ હતી અને આશા પણ હતી કે પૂજારી જરૂર આશ્વાસન આપશે.

'કેટલીય વાર મેં ઘર બહાર નીકળવાનો પ્રયત્ન કર્યો,' સ્ત્રી બોલી, 'પણ ન જઈ શકી. તમને ખબર નથી કે કોઈ અદૃશ્ય વસ્તુ મારું ગળું દબાવે છે...'

'પણ અહીંઆ એવી કોઈ વસ્તુ નથી કે કેવળ આ તારો ભ્રમ છે.'

'ના, ના, આ મારો ભ્રમ નથી. જરૂર અહીં એવી કોઈ વસ્તુ છે જે મારા તરફ તિરસ્કાર બતાવે છે અને મારું સુખ લૂંટી લેવા માગે છે. જાણો છો ? હું આખો દિવસ કેવી રીતે વીતાવું છું ?'

'તારું મન નિરર્થક કોઈ કાલ્પનિક વહેમથી ડામાડોળ થઈ ગયું છે.' પૂજારીએ ઉપદેશકના ગંભીર સ્વરે કહ્યું. 'એ વહેમ પ્રગટ થાય તે પહેલાં તારે તેને મૂળથી દાબી દેવો જોઈએ. એટલા માટે હું કહું છું એમ કર.'

'નહિ ! એ મારાથી નહિ બને.' સ્ત્રી બોલી ઊઠી.

'આવી ઢંગધડા વગરની વાત ન કર. તું કાંઈ નાનું બાળક નથી કે મારે તને સમજાવવી પડે. જો તું આપણું સુખ એકાદ-બે અઠવાડિયાં નહિ, પણ જીવનભર કાયમ રહે એવું ઇચ્છતી હોય તો તારે જેમ બને તેમ જલદી આ બેવકૂફીઓ મગજમાંથી કાઢી નાંખવી જોઈએ.'

સ્ત્રી નરમ સ્વરે બોલી, 'મને આજનો દિવસ માફ કરો. ફરી તમારે મને કદિ કહેવું નહિ પડે. એકાદ બે દિવસમાં આ ઉદાસીનતા દબાવી દઈશ.'

નીરુ અદ્ધરશ્વાસે ઊભો હતો. તે જાણવા ઉત્સુક હતો કે પૂજારી સ્ત્રીની પ્રાર્થનાનો સ્વીકાર કરે છે કે નહિ, પણ સ્ત્રીના આટઆટલા કાલાવાલા છતાં પૂજારીએ પોતાનો હઠાગ્રહ ન છોડયો.

ન અચાનક નીરુને એક વાત સૂઝી. ચૂપચાપ બારણું તે ઘરની બહાર નીકળ્યો અને પલકારામાં પેપરવાળાની આવી ઊભો રહ્યો.

પૂજારીની આજ્ઞા આગળ લાચાર થઇ કંચન આંસુ ઢાળતી ીમારની માફક કંપતી ઘર બહાર નીકળી, પણ તેને બહુ ું ન પડ્યું. તે થોડે જ દૂર ગઈ હશે ત્યાં તો એક નવયુવક ામે આવી ઊભો રહ્યો અને નમ્રતાથી તેણે પોતાની ઓળખ 'આપને યાદ હશે કે હું ધવલપુર સ્ટેશનેથી આપની ગાડીમાં આવ્યો હતો.'

કંચને તેના તરફ આશ્ચર્યથી જોયું. પ્રથમ તો તે તેના ા આશય સમજી ન શકી. પણ જ્યારે નીરુએ કહ્યું, કે ાપરવાળાની દુકાને ગયો હતો, કે તુરત કંચન સમજી ગઇ તેની પાસે શું કામ આવ્યો હતો.

તેણે નીરુના હાથમાંથી પેપર લીધું અને ઘર તરફ પાછા બદલે આગળ વધી, જાણે તેને ખ્યાલ જ ન હતો કે તે જે ાટે ઘર બહાર નીકળી હતી, તે તેને મળી ચૂકી હતી.
એથી નવયુવક ફરી તેની પાસે આવ્યો અને વિનયથી 'ધૃષ્ટતા માટે માફ કરશો. જો તમે ફરવા જ નીકળ્યાં આ સુહાવણી સંધ્યા સમયે સરોવર કરતાં સારી બીજી...'

'સરોવર!' સ્ત્રી ચોંકી ઊઠી, 'અહીં સરોવર છે!'

'હા, અહીં નજીકમાં જ છે. જો તમારી ઇચ્છા હોય તો ત્યાં સુધી હું મૂકી જાઉં.'

અને તે પશ્ચિમ તરફની એક કેડી તરફ વળ્યો. તેનાં વસ્ત્રો ણ મજૂર જેવાં હતાં, પણ ચહેરા પર સચ્ચાઈ, ઇમાન-અને નમ્રતા ટપકતાં હતાં. તેની સાથે જવામાં કંચનને પણ ક્ચવાટ ન થયો.

આકાશ વિચિત્ર અરુણિમાથી વિચ્છાદિત હતું. સુંદર અને મનોહર સંધ્યા હતી. વાયુમંડળ એવું તો પ્રકાશિત હતું કે જાણે કોઇ રંગમાં તરબોળ થઈ ખીલ્યું ન હોય ! અસંખ્ય ગુલાબની પાંખડીઓ જેવાં વાદળાંથી આખું ગગનમંડળ આચ્છાદિત હતું. પૃથ્વી પણ એ અરુણિમાથી આલોકિત થઈ હતી. જાણે શરમના શેઢા તેના ગાલ પર ફૂટી નીકળ્યા છે.

થોડીવારમાં તેઓ ઝાડી પાસે આવી પહોંચ્યાં. કંચને જોયું તો ઝાડીની વચ્ચે થઇને સાંકડો દર જેવો રસ્તો પસાર થતો હતો. યુવક એ ઝાડીની વચ્ચેની એક કેડી પર ચાલવા માંડયું અને પાસે જ આરો નજરે પડયો. કેડીના બીજા છેડે જઇને ઊભા રહેતાં જ કંચનના મોંમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ સરી પડયો.

જમીનના વિરાટ કાયાપટ પર સરોવર લહેરાતું હતું. ઉપર સંધ્યાનાં રક્તમય કિરણોથી આચ્છાદિત થયેલું વિશાળ ગગનમંડળ હતું અને નીચે વાદળી જળરાશિની અપરીમિત ચાદર પથરાયેલી હતી. બંનેનાં ન હતાં આદિ કે ન હતાં અંત. બન્ને દૂરદૂર પશ્ચિમ તરફ ક્ષિતિજ પર ઝગમગતા અસ્તોન્મુખ સૂર્ય સુધી ફેલાયલાં હતાં

સામે જમીનનું નામનિશાન ન હતું. ફક્ત રેતીની પાતળી રેખા દૃષ્ટિગત થતી હતી અને તેની વચ્ચોવચ્ચ પત્થરોનો મોટો ઢગ હતો. તેની આગળ મોતી જેવા સ્વચ્છ પાણીના કાળા શીલાખંડ ઊડતી નજરે દેખાતા હતા.

આ જોઈ કંચનના હૃદયમાં ઉલ્લાસનો ફુવારો ઊડવા લાગ્યો. 'ખરેખર આથી બીજી કઈ જગા ઉત્તમ હોઈ શકે ? આશ્ચર્યની વાત છે કે આવું સુંદર સ્થળ પાસે હોવા છતાં આ માટે કોઇએ મને આ જગાની જાણ નહિ કરી હોય ?' તે બોલી અને એક બાંકડા પર બેસી પોતાનાં નેત્રોની પ્યાસ બૂઝાવા લાગી. ઘરની પાસે જ આટલું સુંદર સ્થળ મેળવવા બદલ પ્રભુનો આભાર માન્યો અને ઘણા સમય સુધી હાલ્યાચાલ્યા વિના એકીટસે આ

અદ્ભુત દૃશ્ય તેણે જોયા કર્યું. ઘણો સમય વિત્યાબાદ તેણે નજર ઊંચી કરી અને યુવકનો આભાર માનવા બાજુમાં જોયું, પણ યુવક ત્યાં ન હતો.

અત્યારે કંચનમાં નવીન બળ, નવીન ઉત્સાહનો સંચાર થયો હતો. 'હવે તો એ ગભરાયેલું ઉદાસીનતાનું ગળું હું જ દાબી દઈશ.' સહસા તેને પૂજારી યાદ આવ્યા. વિચાર્યું કે મોડું થવાથી તેઓ ચિંતા કરતા હશે અને ઘેર જવા ઊઠી. ચાલતાં ચાલતાં તે વિચાર કરતી હતી કે કયા શબ્દોમાં તેમની અનુકંપા બદલ આભાર માનવો અને કેવી રીતે પોતાનું સુખ અને પ્રસન્નતા પ્રગટ કરવાં.

## પ્રકરણ ૮ મું

એકાદશીનો દિવસ હતો. ભાદરવા માસનો છેલ્લો સપ્તાહ હતો.

હમણાં થોડીવાર પહેલાં ગામમાં બે માણસો આવ્યા હતા. તેમાંથી વૃદ્ધ જેવો લાગતો માણસ સીધો બારોબાર મંદિરમાં ગયો હતો અને છોકરા જેવો લાગતો વૃદ્ધની સાથે ન જતાં, સરોવર પાસેની ઝાડીમાં જઈ બેઠો હતો.

નીરુની ઉદાસીનતા ધીમે ધીમે ઓછી થતી જતી હતી. હવે ન'તો તેના ચહેરા પર પહેલાં જેવી ઘેરી છાયા હતી કે ન'તો હૃદયમાં કડવી વેદના કે જે આગની માફક પળે પળે તેના અંતરમાં દાઝ્યા કરતી હતી. જાવાસુમાત્રાથી આવ્યા પછી છેલ્લા અઠવાડિયા જેટલી શાંતિ તેણે પહેલાં ક્યારે ય અનુભવી ન હતી. તેનું એક કારણ હતુંઃ સરોવરની એકાંત ઝાડીમાં આડા પડયા પડયા પ્રભાતવાયુનું રહસ્યમય સંગીત સાંભળતાં અચાનક તેના મનમાં પુરાણી સ્મૃતિઓ ઊભરાઈ આવી અને યાદ

આવ્યા એ દિવસો—જ્યારે દૂર દૂર સુધી ફેલાયેલા અનંત જળની ખુશનુમા નીહાળતાં કિનારા પરના વૃક્ષને ટેકો દઇ પોતે આડો પડયો હતો અ પાણી પર પ્રતિબિંબિત થતા પ્રકાશના ચમકારા આગળ તેનાં નેત્ર પણ ખુલી શકતાં ન હતાં. અને અંતે ઘણા સમય પછી એ ખૂલત સરોવરતટ પર દૃષ્ટિગત થઈ હતી એક વિચિત્ર વસ્તુ ! જલસુંદરી

અત્યંત અલ્પ સમય માટે જ તે જલસુંદરી દૃષ્ટિગોચર થઇ હતી અને બીજી ક્ષણે જ જળ સાથે રસમસ્તી ખેલતા વાયુમંડળમાં વિલિન થઈ તત્કાળ અંતર્ગત થઇ હતી. વળી બીજીવાર પણ દર્શન થયાં હતાં. શું એ થોડા સૌભાગ્યની વાત હતી ! કોને દેખાય છે એ દુર્લભ સુંદરીઓ, પ્રકૃતિની અદૃષ્ટ પરીઓ–જેઓ જળ અને વાયુમાં હરહંમેશ વિદ્યમાન હોવા છતાં, માનવદૃષ્ટિથી છૂપાઇને રહે છે. નીરુનું હૃદય આ દુર્લભ દર્શનથી ફૂલ્યું સમાતું નહોતું. 'નિઃસંદેહ સરોવરની અગાધ જળરાશિ પર અગણિત જળબાળાઓનું કોઇ ઝૂંડ ક્રીડા કરતું હશે.' નીરુએ વિચાર્યું, 'પણ તેઓ મારી આંખો ખૂલતાં જ અદૃશ્ય થઇ ગઈ હોવી જોઇએ. પણ દોડાદોડીમાં એક નાસી શકી નહિ હોય ! પણ તે ય મારી દ્રષ્ટિ પડતાં જ કેટલી ત્વરાથી અંતર્ધ્યાન થઈ ગઈ !'

તે દિવસથી જ્યારે પણ નીરુ સરોવર તીરે એકલો પડતો, ત્યારે તે નેત્રો બંધ કરી ચૂપચાપ પડયો રહેતો. તેને આશા હતી કે પોતાને સૂતેલો સમજી જળકન્યાઓ સરોવરમાંથી બહાર નીકળે. તેને પૂર્ણ વિશ્વાસ હતો કે આંખો બંધ કરવાથી અવશ્ય પરીઓ પ્રગટ થાય છે; પરંતુ પુનઃ પરીઓ કયારે ય દૃષ્ટિગત ન થઇ.

આજે પણ દરરોજની માફક આંખો બંધ કરી નીરુ ચૂપચાપ સરોવરના નિર્જન તટ પર પડયો હતો. હવે તેને પરીઓનાં દર્શનની આશા નહોતી; પણ હજુ તે પેલી જળબાળાઓના દુર્લભ દર્શનને ભૂલ્યો નહોતો. હંમેશની માફક આજે પણ પૂરો

સમય વીતતાં તેણે ધીમેથી આંખો ખોલી અને તેની દૃષ્ટિ સરોવર તીરે પડતાં જ તે ચમકી ઊઠયો. સરોવરના જળ પર ઝૂકેલા ઝાડને અઢેલી, શ્વેત વસ્ત્રોમાં પરિધાન એક કોમળ બાળા બેઠી હતી. તે જળલહરીઓ સાથે અટકચાળા કરનારી મત્સ્યસુંદરી તો નહોતી; પણ હતી એટલી સુંદર અને સરળ કે તે કોમળ બાળાને જોઈ જળકન્યાઓની ભ્રાંતિ થાય એ સ્વાભાવિક હતું.

પણ તે કોઇ જળસુંદરી કે દેવબાળા ન હતી, તેમ જ ન'તો તે કોઇ અપ્સરા જેવી સુખી કે આનંદિત જણાતી હતી. તે વારે ઘડીએ રુમાલ વડે આંખો લૂછતી હતી. નિઃસંદેહ તે એક સામાન્ય રમણી હતી. તે પણ સુખદુઃખનાં બંધને બંધાયેલી એક સાધારણ સ્ત્રી હતી, તેમ જ તેને વેદના સતાવી શકતી હતી અને દુઃખનો ભાર પણ દબાવી શકતો હતો.

તે સ્ત્રીને ઓળખતાં નીરુને વાર ન લાગી. તેને રોતી જોઈ તેની વિસ્મયતાનો પાર ન રહ્યો. 'તેના દિલમાં શી વેદના હશે?' નીરુએ મનને પૂછ્યું, 'આજે એકાદશીના દિવસે મંદિરમાં ન જતાં અહીં બેસી શા માટે એ રોતી હશે?'

તે સ્ત્રી ડૂસકાંના વેગથી કંપતી હતી. નીરુને સમજતાં વાર ન લાગી: આ યુવતીનો ઓજ અસાધારણ છે અને તેનું અહીં આવવાનું કારણ એક જ હોવું જોઈએ—આ સુંદર સરોવર સિવાય તેને સાંત્વના આપનાર બીજું કોઇ નહિ હોય. નિઃસંદેહ શાંતિની ભીક્ષા માંગવા તે નિર્જન તટ પર આવી છે. પણ અફસોસ! આજે સરોવર પણ તેને સહાય કરવામાં અસમર્થ છે.

\+ \+ \+

પોતાની પાછળ પગરવ સાંભળી તે સ્ત્રી ચમકી ઊઠી અને આમતેમ જોવા લાગી. તેણે કિનારા પાસેની ટેકરી પરથી એક માણસને નીચે ઊતરતો જોયો. 'આ યુવકે જ મને થોડા દિવસ

પહેલાં આ સ્થળ બતાવ્યું હતું.' નીરુને ઓળખી તે મનમાં બોલી, 'હજુ તો તે દિવસની અનુકંપા બદલ આભાર માનવાનો બાકી છે...' અને એકદમ આંખો લૂછી આગંતુક તરફ આગળ વધી.

'તમને અહીં એકલાં બેઠેલાં જોઇ વિચાર્યું કે 'આપની સેવા કરું.' નીરુ પાસે આવી બોલ્યો. 'અહીં નજીકમાં જ મારી હોડી છે. હું માનું છું કે તમને સરોવરની સહેલગાહ કરવામાં કાંઇ વાંધો નહિ હોય.'

જો કોઇ બીજે દિવસ હોત તો કંચન એ વાતનો સ્વીકાર પણ ન કરત, પરંતુ આજે તો જરાશી સહાનુભૂતિ માટે એ તલસતી હતી. તેને વિચાર આવ્યો કે નીરુ પોતાનો સાધારણ મજૂર જેવા પોશાકને જ અસ્વીકૃતિનું કારણ સમજી માઠું ન લગાડે.

તરત તેણે સઢ ચડાવી દીધો. દક્ષિણના પવનનું જોર મળતાં તે ફૂલીને તંગ થઇ ગયો. નૌકા વાંકી વળી એક તરફ નમી ગઇ, પણ નીરુએ સુકાન સંભાળી હલેસાં મારવાં શરૂ કર્યાં. નૌકા જળ ચીરતી આગળ વધી.

પહેલાં તો કંચનને આશા ન હતી કે હોડીની સહેલ કરવાથી પોતાનું મન બહેલાશે. તેને ખાતરી ન હતી કે આ જગતમાં તેના દિલનો બોજો ઓછો કરે એવી કોઇ વસ્તુની હયાતી હતી; પરંતુ જ્યારે છાયા–ચુંબિત ધરાતટ ત્યજી નૌકાએ અસીમ જળમાં પ્રવેશ કર્યો, ત્યારે કંચનના હૃદયમાં શાંતિ અને તાઝગીનો અનુભવ થયો.

આમતેમ, છૂટાંછવાયાં, વાદળાંના કાળા ડાઘાઓ સિવાય આખું આકાશ નિરભ્ર હતું. પ્રખર કિરણોને મંદ કરવા માટે નીચે વાયુમંડળમાં ધૂણી વિદ્યમાન હતી. ધૂણીથી ઢંકાયેલી આસપાસની કંદરાઓ અને સૂકી ઝાડીઓ રંગબેરંગી છાયાઓનું નૃત્ય પ્રદર્શિત કરતી હતી. તેનું પ્રતિબિંબ ઝગમગતા સરોવરના વક્ષઃસ્થળમાં પડતું હતું. એથી આંખો સામે અજબ દૃશ્ય ખડું

થતું હતું. આસપાસ પથરાયેલા ખડકો ભયાનક લાગતા હતા. દૂરદૂરની ટેકરીઓની હારમાળાઓ રંગબેરંગી રેખાઓના રૂપમાં એક પછી એક સામે આવતી જતી હતી.

આ વાતાવરણમાં પ્રવેશ કરતાં જ કંચનની આંખોમાં બાળકતુલ્ય ઉત્કંઠાનો ભાવ ઝળકવા લાગ્યો. આપોઆપ તેના હાથ બંધાઇ ગયા. તે શ્રદ્ધા અને ભક્તિભર્યા ભાવે સરોવર તરફ જોવા લાગી. જાણે પ્રાકૃતિક સૌંદર્ય પર વિમુગ્ધ થઇ પ્રકૃતિની એકાગ્ર ઉપાસનામાં તે તલ્લિન થઈ ગઇ હતી.

આજસુધી કંચનને ખબર ન હતી કે સરોવરની નીકટ આવી તેનો શ્વાસોશ્વાસ સાંભળવામાં અને ક્ષણે ક્ષણે તેની મુખાકૃતિના ભાવપરિવર્તનનું કૌતુક જોવામાં કયું રહસ્ય સમાયેલું છે ! આજસુધી તેને ખબર ન હતી કે સરોવરના વક્ષઃસ્થળમાં શિશુની માફક સુઇને પ્રકૃતિની શાંત લહરીઓ સાંભળવામાં કેટલો આનંદ સમાયેલો છે! કેટલી વિશ્રાંતિ છે! આજ પહેલવહેલી વખતે જ તે ઇશ્વરના અદ્દભુત કૌતુકનું રહસ્ય પીતી હતી.

એકાએક નીરુએ હલેસાં મારવાં છોડી દીધાં. નૌકા આંધીના વેગમાં દ્રુત ગતિથી પૂર્વ તરફ વધી. કિનારા પરના લાલપીળાં ફળોથી લદાયેલાં નાસપતિનાં વૃક્ષો, ખેડૂતોની રંગબેરંગી ઝૂંપડીઓ, ખડકોના ઝરુખામાંથી દેખાતા હરિયાળા કયારડાઓ પ્રભાતના આલોકમાં એટલા તો સુંદર અને સજીવ દેખાતા હતા કે વસંત પણ તેની તુલનામાં ફીકી જણાતી હતી.

હવે નાવ એક ટાપુએથી બીજા ટાપુએ અને એક ટેકરીએથી બીજી ટેકરીએ જવા લાગ્યું. રસ્તામાં જલયાન, માલથી લદાયેલા હોડકાં અને નાની મોટી નૌકાઓ સામે મળતી હતી. પાણીની ચમકતી સપાટી એવી તો દૃષ્ટિગત થતી હતી, જાણે મોટી મોટી માછલીઓ જ જોઈ લો ! આ દ્રશ્ય તરફ નીરુ વિસ્ફારિત નેત્રે જોતો હતો. આજે તેને પ્રત્યેક વસ્તુ ટાપુ કે ટેકરી, વૃક્ષ કે

ક્યારડો એટલાં તો ભવ્ય અને દિવ્ય જણાતાં હતાં કે જાણે તે અવર્ણનીય સૌંદર્યની આભા સાથે ઓતપ્રોત થઈ કો। તહેવારની તૈયારી કરતાં હતાં.

'આ બધાં જાણતાં હોવાં જોઈએ કે આ યુવતી સૌંદર્યન અનન્ય ભક્ત છે.' નીરુ મનમાં બોલ્યો, 'ત્યારે જ તો તેઓ આવે રંગબેરંગી સાજ સજીને તૈયાર થયાં છે.' ડુંગરાઓ અને ટેકરીઓ પણ આજે નીરુને સુંદર સ્વરૂપમાં દેખાતા હતા. તેનું કારણ એક જ હતું. બીજા દિવસો કરતાં આજે તે વધુ પ્રસન્ન હતો વધુ શાંત હતો.

ધીમે ધીમે બન્ને વચ્ચે વાતચીતનો પ્રવાહ ચાલુ થયો પહેલાં મોસમ સંબંધી ચર્ચા થઈ, પછી આસપાસના દ્રશ્યો પ્રકરણ છેડાયું. થોડી વારમાં જ શરમ અને સંકોચ ઊંચાં મુકા ગયાં અને વર્ષોપુરાણા મિત્રોની જેમ તેઓ બંને વાતો કરવ લાગ્યાં. જેમ જેમ ધૈર્ય વધતું ગયું તેમ તેમ નવી પુરાણી વાતે નીકળતી ગઈ. નીરુનું અગાધ જ્ઞાન અને અનુભવ જોઈ, કંચનન વિસ્મયતા અને ઉત્કંઠા એકદમ વધી ગયાં. વિસ્મયતા વધવા કારણ એક નાનકડા ગામમાં રહેનાર આ નવયુવકમાં આટલી બધ આશ્ચર્યકારક પ્રતિભા દેખાતી હતી એ હતું અને ઉત્કંઠા કારણ તેનાં અપ્રતિમ નમ્રતા, સુશીલતા અને બુદ્ધિ હતાં કંચન તેનું વાસ્તવિક સ્વરૂપ જોવા માંગતી હતી. તે નીરુન સૌજન્ય પર મુગ્ધ થઈ હતી અને તેને માટે પોતાના મનમ શ્રદ્ધાનો અનુભવ કરતી હતી. તેની ઇચ્છા આવી કોઈ બુદ્ધિમાન વ્યક્તિ સાથે પરિચય પાડવાની હતી, જેથી વખત આવે પોતાની દુર્બળતા પ્રદર્શિત કરી, તેની પાસેથી સાંત્વના, સહાનુભૂતિ અને સહાયતા મેળવી શકે.

વાતચીત ચાલુ હતી તે દરમિયાન નીરુના મનમાં આ ભલી ભોળી યુવતીને પોતાની પાપકહાણી કહેવાની ઇચ્છા ઉદ્ભવી. આજ સુધી જેઓ દોષિત માનતા હતા તે બધાને

તે પોતે પાપયુક્ત સમજતો હતો. એ બધાએ જીવનમાં કોઇ પ્રસંગે ચોરી, દગાબાજી કરી હતી, જૂઠી સાક્ષી પૂરી હતી અને અનાચાર પણ કર્યો હતો. બધા અમુક હદ સુધી ઘમંડી, નિર્દય અને અત્યાચારી હતા, પરંતુ ધાર્મિક વાતાવરણમાં ઊછરેલી આ યુવતી પાપ અને સ્વાર્થથી અલિપ્ત હતી. તે પોતાની તેમ જ બીજાઓની કુવૃત્તિઓથી અજ્ઞાત હતી. તેના મનમાં કદી બૂરી ભાવના ઊઠી નહોતી કે નહોતું તેણે કોઇનું બૂરુ ઇચ્છયું. તે અત્યંત ભાવિક અને સતર્ક હતી. એટલે ખરાબ અને બદસુરત જણાતી દરેક વસ્તુ પ્રત્યે તિરસ્કાર બતાવ્યા વિના રહી શકે એમ ન હતી. એથી તેન તરફથી ઉદાર નિર્ણય મેળવવાની આશા રાખવી વ્યર્થ હતી, છતાં નીરુ પોતાની કહાણી તેની સમક્ષ રજુ કરવા ઉત્સુક હતો. આ તેની વરિષ્ટ અદાલત હતી. તેનો નિર્ણય તેને સર્વમાન્ય હતો. કદાચ જો સમ્રાટ પાસે ન્યાય મેળવવા જવાનું હોત તો નીરુ જરૂર ઇન્કાર કરત, પણ આ સામાન્ય યુવતીના નિર્ણય આગળ તે ખુશીથી પોતાનું માથુ ઝુકાવવા તૈયાર થયો હતો.

નીરુ પોતાની વાત કહેવી યા ન કહેવી એ ગડમથલમાં હતો, તે દરમિયાન કંચન મૌન ધારણ કરી બેઠી હતી. તેના વદન પરથી સ્પષ્ટ જણાતું હતું કે તે પણ કોઈ વાત કહેવા માંગતી હતી, પણ તેનો આરંભ કરતાં તે અચકાતી હતી.

આખરે સાહસ એકઠું કરી કંચન પોતાના મુખ્ય ઉદ્દેશ પર આવી અને નીરુ તરફ ફરી બોલી, 'તમે જોયું હશે, જ્યારે તમે આવ્યા ત્યારે હું રોતી હતી.'

નીરુએ માથુ હલાવી 'હા' કહી.

'વાત કાંઈ મોટી નથી.' કંચન મોકળા મને બોલી; 'આજ સવારે મારી સખીનો પત્ર આવ્યો હતો. તાજેતરમાં જ તેનાં લગ્ન થયાં છે. તેના પિતા ધનવાન છે. શરૂઆતમાં તેનો પતિ એટલો બધો ભલો જણાતો હતો કે લોકો કહેતા કે તે સુખી થશે.....'

'શું તે હવે સુખી નથી ?' નીરુએ બંને હાથ વડે હલેસું રોકી કહ્યું અને જાણે તે કંચનની સખીની વાત સાંભળવા આતુર હોય એવી રીતે કંચનની નજીક આવ્યો.

'હા, એવું જ જણાય છે.' કંચને નીરુની દ્રષ્ટિથી બચવાને પાણી તરફ જોઈ જવાબ આપ્યો. 'તેનો પતિ તેનાથી નારાજ રહે છે. એનું કારણ મારી સખીથી કળાતું નથી, એટલે તેણે મારી સલાહ માગી છે. મને તે બિચારીની દયા આવે છે, તેની હાલત જોઈ દુઃખ ઉપજે છે. હાય...'

'પરંતુ તમારા પતિ–પૂજારી ઘણા અનુભવી છે. તેમને પૂછો તો કેમ ?'

કંચનનો ચહેરો શરમથી લાલ થઈ ગયો. તેણે નીરુ તરફ સંદેહભરી નજરે દ્રષ્ટિપાત કર્યો. ક્ષણ માટે બંનેની આંખો ચાર થઇ, પરંતુ નીરુની દ્રષ્ટિમાં સંકોચ અને કચવાટનો ભાવ નહોતો. તેની આંખો તે દિલ ખોલીને વાત કરતો ન હોય એવી સ્પષ્ટવાદિતા હતી.

'મારા પતિ સાથે આ વાતની ચર્ચા કરું એ કદાચ મારી સખીને પસંદ ન પડે.' કંચને જવાબ આપ્યો અને આગળ વાત શરૂ કરી. 'બહાર જવાનો પ્રસંગ આવતાં તેનો પતિ વધુ બગડે છે અને આખા રસ્તે તે જીભ પર તાળુ વાસી રાખે છે. કદાચ જો મારી સખી કાંઇ પૂછવાનું સાહસ કરે તો તે એવો હૃદયભેદક જવાબ આપે છે કે જાણે ઘા પર મીઠું છાંટતો ન હોય !'

'તમારી સખીમાં પતિને ન ગમે એવું તો કાંઇ નથી ને ? અર્થાત દાળમાં કાળું......'

'ના, ના, મને વિશ્વાસ છે કે તેઓ બંને સાચાં અને પવિત્ર છે. મારી સખી તેના પતિથી એટલી બધી ડરે છે કે તેની વાત જ ન પૂછો. એક દિવસની વાત છે. તેઓ પડોશમાં એક મિત્રને ત્યાં લગ્ન પ્રસંગે ગયાં હતાં. ત્યાં તે આખો દિવસ વૃદ્ધાઓ

સાથે બેસી રહી. ગૃહિણીએ ઘણો આગ્રહ કર્યો ત્યારે તે ગાવામાં સામેલ થઈ. એ સિવાય ત્યાં ખાસ કાંઇ નવીન બનાવ બન્યો નહોતો. પાછા ફરતાં રસ્તામાં તેણે પોતે ગરબામાં સામેલ થવાની વાત તેના પતિને કરી અને પતિમહાશય બગડી બેઠા. તેણે પોતાના આ અપરાધ બદલ ક્ષમા માંગી, પણ ક્ષમા આપવાને બદલે તેમણે તો બેફાટ બોલવા માંડયું અને ભવિષ્યમાં તેમની આજ્ઞા વગર કોઈ પણ ઠેકાણે જવાની મનાઇ કરી.'

કંચન એટલી સાવધાનીથી બોલતી હતી કે તેની વાત નીરુના હૃદયને અસર કર્યા વિના ન રહી. રહીરહીને નીરુને શંકા ઊઠી કે આ કિસ્સો બીજા કોઇનો નહિ પણ ખુદ કંચનનો જ હતો.

'ત્યારે તો તમારી સખી ઘણી જ સુંદર હશે!' નીરુ અચકાતાં અચકાતાં બોલ્યો.

કંચને પુનઃ તીક્ષ્ણ નજરે નીરુ તરત જોયું અને બેદરકારીભર્યા સ્વરે બોલી, 'લોકો તેને સૌંદર્યની પ્રતિમૂર્તિ સમજે છે, પણ તેનો પતિ દરેક બાબતમાં તેની ખોડખાંપણ કાઢે છે. તે સ્વતંત્ર-પણે કોઇ કામ કરી શકતી નથી. એને શું કરવું, શું ન કરવું એ સમજાતું ન હોય; ત્યાં એવી સ્થિતિમાં તેને સુંદરતાનું સુખ ક્યાંથી મળે?'

નીરુ નૌકાનો સઢ વ્યવસ્થિત કરવામાં રોકાયો હતો, એટલે તરત જવાબ ન આપી શકયો. કંચન પુનઃ બોલી, 'તેના પિયરમાં કોઇએ તેને કડવું વેણ કહ્યું નથી. પરંતુ આજે તેને સ્વતંત્ર ઘર પ્રાપ્ત થવા છતાં પણ તેને સ્વતંત્રતાપૂર્વક વિચાર કરવાનો અધિકાર નથી. તેના દરેક કામમાં ખોડખાંપણ કાઢવામાં આવે છે. એક એક શબ્દ બદલ ધાકધમકી સહન કરવી પડે છે. જ્યારે તે બચપણના દિવસોની આજની સાથે તુલના કરે છે, ત્યારે તે પોતાના નસીબ પર આંસુઓની ધારા વહેવડાવે છે.'

આ વખતે પણ નીરુ જવાબ ન આપી શકયો. 'આ સ્ત્રી કેટલી અસહાય અને અસમર્થ છે?' નીરુ મનમાં બોલ્યો,

'જેની પાસે તે પોતાનું દિલ ખોલીને વાત કરી શકે એવું તેનું કોઈ સ્વજન નથી, એટલે પોતાની સખીના બનાવટી કિસ્સાની આડમાં તે પોતાની વાત કરે છે?'

'હું તેને ગમે તે પ્રકારે મદદ કરત.' કંચન આંખમાં આંસુ લાવી બોલી, 'પરોપકાર તેનું જીવન છે; પણ અફસોસ! તેને પરોપકાર કરવાની અનુમતિ મળતી નથી કે નથી તેને કથા-વાર્તા સાંભળવા મંદિરમાં જવા દેવામાં આવતી.'

હવે નીરુને પૂરેપૂરી ખાતરી થઇ કે કંચન પોતાની જ વાત કરતી હતી.

'હવે સમજ્યો, પૂજારી કંચનને સંદેહની નજરે જુએ છે.' નીરુને વિચાર આવ્યો. 'પણ આ વાત તેને કેવી રીતે કરવી? તે આ વાતથી અજ્ઞાત રહે એ જ વધુ સારું છે.'

અને મંદિરેથી પૂજારી પાછા ફરે તે પહેલાં કંચનનું ઘેર પહોંચી જવું જરૂરી છે, એમ વિચારી નીરુએ હોડકું કાવિઠા તરફ પાછું વાળ્યું. કંચનની દુઃખદ લાગણીઓ દૂર કરવા એક પગદંડી તરફ સંકેત કરી તે બોલ્યો.

'જુઓ, આ રસ્તો ઝુલાણાનો છે. ત્યાં નીરુ નામનો એક યુવક રહે છે. તેની વાત તો તમે સાંભળી હશે?'

કંચને તેના સમર્થનમાં માથું હલાવ્યું. વાત આગળ લંબાવવાની તેની ઇચ્છા નહોતી, પણ એકાએક તેના મોંમાંથી અસ્પષ્ટ શબ્દો નીકળી પડયા. તે સાંભળી નીરુના હો શકોશ ઊડી ગયા, તેના મનની સારી ય પ્રસન્નતા વિલુપ્ત થઇ ગઈ.

'તમે સાંભળ્યું હશે' કંચન બોલી, 'તેણે બનાવેલું શાળાનું મકાન કાલ રાત્રે બળીને ખાખ થઈ ગયું.'

'ખાખ થઇ ગયું?' નીરુ વચ્ચે બોલી ઊઠયો. તેના હાથમાંથી હલેસું સરી પડયું, તે પાણીમાં પડતાં પડતાં રહી ગયો અને હોડકું પણ ચકરી ખાઈ ગયું.

'હા, બળીને ખાખ થઇ ગયું અને એક દૃષ્ટિએ એ ઘણું સારું થયું.' કંચન ખચકાયા વગર બોલી.

'તમે આ શું કહો છો?' નીરુ હોઠ કરડી બોલ્યો. 'લોકો તો મકાનનાં ખૂબ વખાણ કરતા હતા, ત્યારે ભલા એ મકાનનો નાશ થવાથી શો લાભ થવાનો હતો?'

'હા, મેં પણ સાંભળ્યું હતું કે મકાન ઘણું જ સુંદર હતું, પણ બાળકો તે મકાનમાં જવા જ તૈયાર ન હતાં, ત્યારે એ મકાનની સુંદરતાને શું કરવાની?'

'જવા જ તૈયાર ન હતાં?' નીરુ ચોંક્યો, 'મને આ વાતની જરા ય ખબર નથી. મકાન બંધાવા માંડ્યું ત્યારથી હું એ તરફ નથી ગયો.'

નીરુને ચમકતો જોઇ કંચનને આશ્ચર્ય થયું. તે શા માટે પાષાણવત્ થઇ રહ્યો હતો એ તેની સમજમાં ન આવ્યું; શા માટે તેની આંખો ઉદાસીન ભાવથી ક્ષિતિજ તરફ તાકી રહી હતી? શા માટે તેના ચહેરા પર દુ:ખની છાયા અંકિત થઈ હતી?

કંચને નીરુને વિસ્તારપૂર્વક શાળાની ઘટના કહેવા માંડી. 'પહેલેથી જ છોકરાંઓના મનમાં એ મકાન તરફ ઘૃણાના ભાવ ઠાંસીઠાંસીને ભરવામાં આવ્યા હતા, તેમને ભાર દઇને કહેવામાં આવ્યું હતું કે તેનો બનાવનાર એક નરમાંસભક્ષી માણસ છે. એટલે માનવીના ખૂનથી રંગાયેલા એ મકાનમાં બેસતાં તેઓ કંપી ઊઠતાં હતાં. તેમનો ભય હતો કે આ મકાનમાં ભણવાથી તેમની મુક્તિના બધા માર્ગ બંધ થઇ જશે. વૃદ્ધોએ તેમને ઘણાં સમજાવ્યાં, માસ્તરે પણ ઘણી ધાકધમકીઓ આપી, પણ ભયાનક પતીતના હાથે બનેલા આ મકાનમાં કોઇપણ હિસાબે ભણવું તેમને સ્વીકાર્ય ન હતું. ઘણા તો ભયભીત બની વર્ગમાં જ રોતાં હતાં, તો કોઇ શાળામાં ભૂતપ્રેત જોયાની વાતો કરતું હતું. છેવટે વાત એટલી હદે પહોંચી કે ઘણો પ્રયત્ન કરવા

છતાં માબાપો પોતાના છોકરાંને નિશાળમાં મોકલી ન શક્યાં. છોકરાંઓ તો એટલા બધા ઉત્તેજિત થઇ ગયાં હતાં કે તેમનો ઉશ્કેરાટ જોઇ લોકોને બીક લાગી કે કદાચ તેઓ ગાંડા થઈ ન જાય.'

નીરુ એકધ્યાનથી સાંભળતો હતો. તે મનમાં બોલ્યો, 'હું તેને મારો ન્યાયાધીશ બનાવવા માંગતો હતો, પણ આખરે તેણે પણ પોતાનો ફેંસલો આપી દીધો. તે પણ મને દોષીત માને છે.'

'એ બાળકોની ખાતર મેં કહ્યું હતું કે એક દૃષ્ટિએ મકાન બળી ગયું એ સારું થયું.' કંચનનું કથન ચાલુ હતું. 'પણ એમાં ચોકખો દગો હતો. રાત્રે ઝાડુ વાળનારીના હાથમાંથી દીવો પડી ગયો. બસ પછી તો પૂછવું જ શું? જોતજોતામાં આગે પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું અને હોલવનારાં આવે તે પહેલાં બધું બળીને ખાખ થઈ ગયું.'

ઊંચી દૃષ્ટિ કરી નીરુ બોલ્યો, 'ત્યારે તો મનુષ્ય એકલાની દૃષ્ટિએ જ શા માટે? ખુદ ઇશ્વરની દૃષ્ટિએ પણ તે અપરાધી છે. પરમાત્માને કબૂલ ન હતું કે આવા અપવિત્ર હાથથી મકાન બને.'

'ખરી વાત છે...' કંચન બોલી, પણ એકાએક તે થંભી ગઇ. તેના અંતરમાં કોઈએ સાદ પાડી કહ્યું, તું જેની સાથે એ કલાકથી વાત કરે છે એ જ નીરુ છે.

અચાનક કંચનને યાદ આવ્યું: નીરુનું પહેલવહેલું નામ પોતે ક્યારે અને ક્યાં સાંભળ્યું હતું. થોડા દિવસ પહેલાં, શ્વસુરગૃહે આવતાં, તે ધવલપુર સ્ટેશને ઊતરી પતિની સાથે ગાડીમાં બેસી કાવિઠા આવી હતી તે વખતે. 'અરે આ જ વ્યક્તિ તે દિવસે ગાડીની આગળની સીટ પર બેઠી હતી. તેને જ નીરુ નામનું સંબોધન કરવામાં આવ્યું હતું.' કંચને ધારીધારીને તેના તરફ જોયું. ખરેખર! તેનો સાધારણ પોશાક જોઈ પોતે ભુલાવામાં પડી હતી. તે શિક્ષિત લાગતો હતો અને તેના અવાજ પરથી સ્પષ્ટ કળાતું કે હતું તે બંગાળીઓ ભેગો રહેલો હતો.

'તેના વદન પર વિષાદની કેવી ઘેરી છાયા છે! આંખોમાંથી કેટલી વેદના નીતરી રહી છે!' નીરુનો દયામણો ચહેરો જોઈ કંચનને વિચાર આવ્યો, 'કેટલી મોટી ભૂલ મારાથી થઇ ગઈ! બિચારો પહેલેથી જ શોકના ભારથી દબાતો હતો ને મેં તેને ઉપરથી હૃદયવિદારક વાત કહી તેના ઘા ઉપર મીઠું છાંટયું. પ્રભુ! આજે મેં એક દુઃખી હૃદયને આઘાત પહોંચાડયો છે, એવી સ્મૃતિ સાથે શું ઘેર પાછા ફરવું પડશે?'

કંચને પોતાના મનને ઠપકો આપ્યો, 'પ્રભુ જાણે! ઊજળા ભાવિનું સ્વપ્ન જોવા માટે તેણે કેટલા ય પૈસા બરબાદ કર્યા હશે એટલા માટે તો બિચારો પોતાનો કામધંધો છોડી આખો દિવસ લોકોનાં કામ કરતો ફરે છે. લોકો તેના તરફ કુણી નજરે જુએ એ માટે તેણે આ બધું કર્યું હતું. પણ હાય! બધું અભિમાન ધૂળમાં રોળાઈ ગયું, બધા પ્રયત્નો પાણીમાં વહી ગયા. મારે આવી રીતે તેની સાથે વાત કરવી જોઇતી ન હતી.'

આખા રસ્તે બંનેમાંથી કોઇ ન બોલ્યું.

નૌકા ઝુલાણા પાસે આવી પહોંચી. નીરુ કંચનને ઉતારવા ઊભો થયો કે તરત જ કંચને તેનો હાથ પકડી લીધો.

'ક્ષમા કરો' કંચન અત્યંત કરુણ સ્વરે બોલી. 'મને ખબર ન હતી કે તમે જ નીરુ હશો.' અને ઘૂંટણીએ પડી તેને નીરુના પગમાં માથું નમાવ્યું.

'અરે! તમે આ શું કરો છો?' નીરુ ચોંકી ઊઠયો, જાણે કોઇએ તેને તમાચો માર્યો ન હોય.

'કાંઈ નહિ! હું ફક્ત એટલું જ બતાવવા માગું છું કે હું બીજાની માફક તમને ઘૃણાની નજરે જોતી નથી.'

અને પછી કિનારે ઊતરી કંચન ઝાડીમાંની સાંકડી કેડી તરફ વળી, પરંતુ તરત જ નીરુ તેની પાસે જઇ ઊભો રહ્યો અને કંચનનો હાથ પકડી ગદ્ગદ્ કંઠે બોલ્યો, 'કયા શબ્દોમાં

તમારો આભાર માનું ? પ્રભુ તમને સુખી રાખે. મારી એક વિનંતી ધ્યાનમાં લેશો ? આજની વાત ભવિષ્યમાં ભૂલેચૂકે પણ તમારા પતિને ન કહેશો, નહિ તો ઇર્ષ્યાને લીધે એ તમોને જીવતાં નહિ છોડે.'

કંચન પુનઃ ખેતરમાં થઈ ઘર તરફ ડગ ભરતી હતી, પણ નીરુના અંતિમ શબ્દો તેના કાનમાં ગુંજતા હતા.

'ઇર્ષ્યા ? મારા પતિ ઇર્ષ્યાળુ છે ? તે શું જોઇને બોલ્યો હશે ? તેણે વિચાર કરવો જોઇતો હતો કે હું તનમન અને વચનથી મારા પતિની છું, તેમના ચરણોની તો હું દાસી છું.'

કંચનની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. પોતાના પતિ માટે આવા શબ્દો સહન કરવા તે જરા પણ તૈયાર ન હતી. તેને નીરુના શબ્દો ભારોભાર જુઠા લાગ્યા.

'ભગવાન જાણે નીરુ કેવો હશે! લોકો કહે છે કે તે સારો નથી. હજુ ઘણા ય લોકો તેનું મોં જોતાં નથી. ગમે તેમ હોય, પણ તેને જે સજા થઈ છે, તે વધુ પડતી છે...મારા પતિ મારી તરફ પ્રેમભરી દૃષ્ટિએ જોતા નથી એ વાત ખરી, પણ તેઓ ઇર્ષ્યાળુ તો નથી જ. અને ઇર્ષ્યા કરે પણ કોની...નહિ, નહિ, તેઓ મને ચાહતા નથી, પણ મારામાં તેમને વિશ્વાસ તો છે જ.'

ઘરમાં દાખલ થતાં કંચનને નોકરડી સામી મળી. નોકરડીનો ચહેરો ઊતરેલો હતો. કંચન પાસે આવી એટલે તે ગભરાતી ગભરાતી બોલી, 'પૂજારી ચિંતા કરે છે. મંદિરેથી પાછા આવી તમને નહિ જોવાથી તેઓ ગભરાઇ ગયા છે. તેઓ તમને બધે શોધી વળ્યા. સરોવર તીરે પણ ગયા હતા.'

કંચન પૂજારીના ઓરડા તરફ વળી. તેણે ધીમેથી બારણું ઊઘાડયું, પણ ઓરડામાં નજર પડતાં જ તે ચમકી ઊઠી. હાથમાં મોં છુપાવી પૂજારી ડૂસકાં ભરતા હતા.

'તમને શું થાય છે?' કંચને ચિંતિત વદને વારંવાર પૂજારીને પૂછ્યું, પણ તેમના મોંમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો. છેવટે કંચને તેમનો હાથ ખસેડી મોં ઊંચું કર્યું તો તેમની આંખો રડી રડીને સૂજી ગયેલી જણાઈ. ચહેરો ફીકો પડી ગયો હતો. કંચનને આ પરિવર્તનનું કારણ ન સમજાયું.

પૂજારી આંખો ફાડી કંચન તરફ જોવા લાગ્યા, જાણે કંચનને ઓળખતા જ ન હોય. પછી મોં પર હાથ ફેરવી મનનો આવેગ સમાવવા પ્રયત્ન કર્યો, પણ આવેશ સમાવવો એ તેમની શક્તિની બહારની વાત હતી. આંસુ રોકવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તેમની આંખોમાંથી આંસુની ધારાઓ વહેતી જ રહી. પૂજારીએ બેઠા બેઠા હાથ લંબાવી કંચનને પાસે ખેંચી. ચુંબન માટે નહિ, આલિંગન માટે નહિ; પણ તેની છાતી પર માથું મૂકી રોવા માટે, હૃદયવિદારક રાગિણીમાં પોતાના હૃદયનો ઊભરો ઠાલવવા માટે.

વારંવાર કંચન વિનીત ભાવથી પૂછતી હતી, 'શી હકીકત બની છે? તમારું દિલ કોણે દુભવ્યું છે?' પણ પૂજારીના મોંમાંથી એક અક્ષર પણ ન નીકળ્યો. ઘણા કાલાવાલાને અંતે પૂજારી બોલ્યા, 'તને ઘેર ન જોવાથી મને સંદેહ થયો કે તું મને ત્યજીને જતી રહી છે.'

આ સાંભળી કંચન હસી પડી. તેના ચહેરા પર વિજયની રેખા નાચી ઊઠી. પૂજારીએ રુંધાયેલા સ્વરે કહ્યું, 'કંચન, તું મને વચન આપ કે મને છોડીને તું ક્યાંય નહિ જાય.'

કંચને પૂજારીની વાતનો સ્વીકાર કર્યો. વચન આપ્યું કે મૃત્યુ સિવાય બીજું કોઇ પણ આપણને છૂટા નહિ પાડી શકે. પછી નજીક આવી તે તેમના માથે અને બરડે હાથ ફેરવવા લાગી.

પૂજારીના આવેગનો ભાવ ઓછો થતો જતો હતો. કંચનના દીલનો બોજ પણ હલકો થતો જતો હતો, પરંતુ બંને વચ્ચે એક વસ્તુ ઊભી હતી—જે અજ્ઞેય અને અગમ્ય હતી.

'તમને શાથી સંદેહ ઉપજ્યો કે હું તમને ત્યજીને જતી રહીશ?' થોડી ક્ષણ વીત્યા પછી કંચને પૂજારીને પૂછ્યું.

શરૂઆતમાં તો પૂજારી જવાબ ન આપી શક્યો, પણ છેવટે આવેશમાં આવી બોલ્યો, 'તું કેટલી બધી સુંદર છે! તું આ લોકનું પ્રાણી નથી. તારું જગત બીજું જ છે–જ્યાં હું આવી શકું એમ નથી. દિવસે દિવસે મને ખાતરી થતી જાય છે કે તને રાખવાની મારામાં યોગ્યતા નથી; એથી મને ભય લાગે છે કે એક દિવસે હું તને ગુમાવી બેસીશ.....'

× * ×

આ વખતે કાવિઠાથી ઝુલાણા તરફ મંદ ગતિએ બે માણસો જતા હતા. કેવળભાઈ કોઈ ગહન વિચારમાં ગરકાવ હોય એમ તેમના ચહેરા પરથી જણાતું હતું. નીરુના મનમાં પણ વિચારોની પરંપરા ચાલતી હતી, પણ તેના મનમાં વિચિત્ર શાંતિ હતી. તેના ચહેરા પરથી એવું લાગતું હતું કે જાણે તેને આઝાદી મળી ગઈ હતી, તેને પોતાના ભવિષ્યનો રસ્તો સાફ સાફ જણાતો હતો.

'પિતાજી!' નીરુ કેવળભાઈ તરફ ફરી એકાએક બોલી ઊઠ્યો. 'ખરેખર, આ ઘૃણાના ભાવમાં અત્યંત સામર્થ્ય અને શક્તિ છે. તેને કોઈ હરાવી શકે તેમ નથી. આ તથ્ય તો આપણે પહેલેથી જ જાણી લેવું જોઈતું હતું કે તેની વિરુદ્ધ જે કોઈ વિદ્રોહ કરે છે, તેને જરૂર એક દિવસ સખત હાર ખાવી પડે છે.'

કેવળભાઈએ ખભા હલાવી જવાબ આપ્યો, પણ ઝાડીની ડાળીઓના ખડખડાટમાં તેમનો અવાજ નીરુના કાન સુધી પહોંચી ન શક્યો.

કેવળભાઈએ શાળાનું મકાન બળી જવાના સમાચાર સાંભળ્યા હતા. આ વજ્રપાતથી તેઓ એટલા તો દુઃખી થયા હતા કે તેઓ એક કલાકમાં જ વધુ વૃદ્ધ અને કેડેથી વળી ગયેલા જણાતા હતા.

નીરુના મનમાં કોઇ નવો ભાવ જાગ્રત થતાં તે ઊંચા સ્વરે બોલી ઊઠયો, 'પિતાજી ! ઘૃણા એ કાંઇ ખરાબ વસ્તુ નથી. તે એક ચેતવણી છે. જો તેનો સદ્ઉપયોગ કરવામાં આવે તો સમસ્ત માનવજાતનું મહાન કલ્યાણ થઈ શકે એમ છે.'

કેવળભાઇની ફીકી આંખો વિચિત્ર પ્રકાશ ધારણ કરી ચમકી ઊઠી. તેમની વળી ગયેલી કમર સીધી થઈ ગઇ અને નજર ઊંચી કરી નીરુ તરફ તાકી રહ્યા.

નીરુ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો, 'આજની ઘટનાથી હું ડુબતાં ડુબતાં બચી ગયો છું. શાળા બળી જવાથી મને જરા પણ દુઃખ થતું નથી. એથી તો બીજી વાતો મને તમારી તરફ ખેંચી રહી છે.'

દક્ષિણનો પવન સુસવાટા કરતો વાતો હતો. ખેડૂતોનાં રંગબેરંગી ઝૂંપડાં સૂર્યાસ્તના પ્રકાશના આલોકથી પ્રકાશિત થઇ સુંદર દેખાતાં હતાં.

## પ્રકરણ ૯ મું

માનસિંગને ખૂનના આરોપસર ધવલપૂરની કાચી જેલમાં પૂરવામાં આવ્યો હતો. તે ખાટલામાં પડયો પડયે અંધકારમાં પોતાની નજર દોડાવતો હતો. તેના મનમાં અસંખ્ય વિચારો ઘૂમતા હતા. ' પચીસ વખત કહી ચૂકયો છું કે હું નિર્દોષ છું. મેં તે વૃદ્ધોનું ખૂન કર્યું નથી. જો મેં ખૂન કર્યું હોત તો જરૂર ગુનો કબૂલ કરત. દોજખમાં સબડવા કરતાં પાપનો સ્વીકાર કરી તેની સજા ભોગવી લેવી એ સારું છે......'

લગભગ પીસ્તાળીસ વર્ષની તેની ઉમ્મર હતી. તેનું શરીર એવું તો તાડ જેવું હતું કે તેનો દેખાવ ઓરડીમાં દૈત્ય સૂતો હોય એવો હતો અને તેના ચહેરાની સરખામણીમાં પચીસ વર્ષનો નવજવાન પણ ફીક્કો લાગતો હતો. ગાલ પર યુવાનીની રતાશ હતી, આંખો

ચંચળપણે આમતેમ દોડતી હતી. આંખોમાં અજબ આકર્ષણ હતું, પણ તે જરૂરિયાત કરતાં વધુ ચંચળ અને સામાના દિલમાં ગભરાટ પેદા કરે એવું હતું.

'જેવા દેવ, તેવી પૂજા' કેદી વિચાર કરતો હતો. 'વકીલને ક્યાં ખબર છે કે ન્યાયાધિશ આવી સાધારણ વાત એકદમ કબૂલ કરે એવા નથી હોતા. એ તો દાખલાદલીલ આપી સમજાવીએ ત્યારે જ કબૂલ કરે એવા હોય છે. આવી નજીવી વાત વકીલના સમજવામાં કેમ નહિ આવતી હોય?'

કેદી ખાટલામાં પડયો પડયો, 'મારા પર મૂકેલું આ તહોમતનામું તદ્દન ખોટું છે,' એના પર ભાર દેતો હતો. 'મેં આજ સુધી કોઈની હત્યા કરી નથી, અરે હત્યાનો વિચાર સરખો ય મારા મનમાં આવ્યો નથી.' તેના મનમાં એક ખૂણામાંથી રહીરહીને વિચાર ઊઠતો હતો. તેને તે પોતાની અપૂર્વ શક્તિથી દબાવવા પ્રયત્ન કરતો હતો, પણ એ વિચાર દબાતા ન હતા. તેને સ્પષ્ટ દેખાતું હતું: પોતે દુઃખ અને ભૂખથી કંપતો કોઈ એક સૂમસામ જંગલમાં રખડે છે. ભીખારી જેવા ચીંથરેહાલ પોતાનાં કપડાં છે. રાત્રીનો ઘોર અંધકાર ફેલાયલો છે. દિશા પણ સૂઝતી નથી. પોતે વ્યાકુળ થઈ આમતેમ રખડે છે, પણ ક્યાંય વિસામો મળતો નથી. એટલામાં પોતાની નજરે એક ઝૂંપડી પડે છે. ઝૂંપડીનું અદખોલું બારણું ઊઘાડી પોતે અંદર ઘૂસી જાય છે. અંદર શગડીમાં કોલસા બળતા હોય છે. તેની સામે બે વૃદ્ધ પુરુષ અને બીજી એક સ્ત્રી ચૂપચાપ બેઠાં છે. બારણું ઊઘડતાં તેઓ ગભરાઇ એકદમ ઊભાં થઇ જાય છે અને ગભરાટના માર્યાં તીજોરી બંધ કરે છે.... ત્યારબાદ તેને બેસવા માટે તેઓ શગડી પાસે ચટાઈ પાથરી આપે છે, ખાવાનું પીરસે છે અને સૂવા માટે શેતરંજી પાથરે છે. પણ મનમાં બબડે છે કે ભગવાન કરે ને આ અજાણ્યો મહેમાન જેમ બને તેમ જલદી રવાના થઈ જાય તો સારું. પોતાને માટે શેતરંજી પાથરેલી જોઇ માનસિંગ વૃદ્ધની

અનુદારતા માટે મનમાં ખીજાય છે. તેને કાંકરા ખૂંચે છે. તે રોષભરી દ્રષ્ટિએ બંને તરફ જુએ છે. શગડી પાસે પેલા બંને આરામથી સૂઇ જાય છે. તેમને આરામથી સૂતેલા જોઈ માનસિંગનો ક્રોધ ઊભરાય છે; પણ તે જ ક્ષણે તેની દષ્ટિ વૃદ્ધની પથારી પાસે પડેલી ચમકતી વસ્તુ પર પડે છે અને તે જોઇ તે ચમકી ઊઠે છે. 'આ તો લાકડાં ચીરવાની કુહાડી છે!' તે ભયભીત બની મનને પૂછે છે. 'શા માટે તેમણે કુહાડી પાસે રાખી હશે?' કેદી ગુપ્ત કુશંકાથી કંપી ઊઠે છે. તેને સંદેહ ઉપજે છે, 'જરૂર કોઇ ખાસ કારણસર તેમણે આ કુહાડી પાસે રાખેલી હોવી જોઇએ...વૃદ્ધ કેટલો ચાલાક છે, નહિતો પોતાની પથારી પાસે શા માટે કુહાડી રાખે?' તે જેમ જેમ વધુ વિચાર કરતો ગયો તેમ તેમ તેનો સંદેહ વધુ દ્રઢ થતો ગયો. 'જરૂર આ લોકોના મનમાં દગો છે.' તેને ઊંઘ હેરાન કરે છે, પણ તેનાથી ઊંઘવાનું સાહસ થતું નથી. 'રખે પોતે નિદ્રાધીન થઇ જાય અને તે દરમિયાન વૃદ્ધ કુહાડી ઊઠાવે તો જોતજોતામાં શીર ધડથી...' આ ભય તેને વ્યાકુળ બનાવે છે. દરમિયાન ઓરડામાં તેને કાનાફૂસી સંભળાય છે અને તેની શંકા એકદમ વધી જાય છે. ડોસો કોઇ વાતનો આગ્રહ કરતો હોય છે અને ડોસી તેને રોકતી હોય છે. 'હજી થોડો સમય રાહ જુઓ, તેને સૂઈ જવા દો.' માનસિંગને સ્ત્રીનો સ્પષ્ટ અવાજ સંભળાય છે અને તેનો રહ્યોસહ્યો સંદેહ દ્રઢ થાય છે. તેને પૂર્ણ વિશ્વાસ બેસે છે કે 'આ વૃદ્ધ ઠગારો છે અને જાળ બીછાવી મને મારી નાંખવાની તૈયારી કરે છે.' તેની વિચારતંદ્રા આગળ વધે છે. 'જરૂર આ લોકો પાસે રૂપિયા હોવા જોઇએ અને હું તેમના રૂપિયા લઇ નાસી જવાનો પ્રયત્ન કરું તો તુરત કુહાડીનો ઘા કરી શકાય એટલા માટે કુહાડી પાસે રાખી હશે.' આ વખતે તેને ફરી કાનાફૂસી સંભળાય છે અને માનસિંગ સૂવાનો ઢોંગ કરી, જોરથી નસકોરાં બોલાવે છે. તેને પગરવ સંભળાય છે. વૃદ્ધ ઊઠી ઊભો થાય છે, રાત્રીની પ્રાર્થના કરે છે અને પાછો સૂઈ જાય છે. પછી બંનેના નસકોરાં બોલવા માંડે છે, પણ માનસિંગનો સંદેહ રતિભાર પણ ઓછો થતો નથી.

'કેવો ઉસ્તાદ છે ? પ્રાર્થનાનો ઢોંગ રચી મને છેતરવા માગે છે.' માનસિંગ વિચાર કરે છે અને ઊઠી ઊભો થાય છે...દેવતાના પ્રકાશમાં બંને મસ્તકો ધડથી જુદાં પડેલાં દેખાય છે અને પાસે ચમકતી કુહાડી પડી છે.

'પણ આ વાત ન્યાયાધિશના માનવામાં આવે ખરી ?' કેદી વિચારતંદ્રામાંથી જાગ્રત થઈ એકાએક બોલી ઊઠયો. 'જો હું કહું કે દૈવવશાત એ ઓરડામાં ફસાઇ જવાથી ન છૂટકે આત્મ-રક્ષણ સારું એ બે ધૂતારાને મારે મારવા પડયા છે, તો મારું કહેવું સાચું કોણ માનશે ?'

અને જેમ જેમ માનસિંગ તે રાતની ઘટના વધુ ને વધુ યાદ કરતો ગયો, તેમ તેમ તેને વધુ ને વધુ ખાતરી થતી ગઇ કે પોતે ના છૂટકે આત્મરક્ષણ માટે તે વૃદ્ધોની હત્યા કરી હતી.

પહેલાં તો માનસિંગને પકડાવાનો જરા પણ ભય નહોતો. ખૂનવાળી ઝૂંપડી ગામથી ઠીક ઠીક દૂર હતી અને ત્યાં કોઈ આવી પહોંચે તે પહેલાં તો પોતે પંદરવીસ માઇલ દૂર સહેલાઈથી નાસી જઇ શકે એમ હતું.

પણ પોતે નિર્દોષ છે, એવો માનસિંગને પૂરો વિશ્વાસ હતો. તેને આશા હતી કે ભગવાન તેની રક્ષા અને સહાય કરશે. તે માનતો હતો કે ઇશ્વરી ઇન્સાફ દુનિયાના ઈન્સાફ જેવો આંધળો નથી, પરમાત્મા બધું જુએ છે અને તે દરેક વાતનો ખ્યાલ રાખે છે. તે સમજે છે કે કોઇ કોઇ વખત ગરીબોને પોતાના પ્રાણની રક્ષા ખાતર બીજાના પ્રાણ પણ લેવા પડે છે.

હા, કદાચ ઇન્સાફની દ્રષ્ટિએ, એક રીતે તે ગુનો ગણાય. અને તે એ કે જુબાની આપતી વખતે પોતે કહેલી જૂઠી બે વાતો. જડતી વખતે તેની પાસેથી વૃદ્ધ પતિપત્નીની બેંકની ચોપડી મળી આવી હતી. તેના જવાબમાં તેણે જણાવ્યું હતું કે એ ચોપડી પોતે રેલગાડીમાં એક મુસાફરનું ખીસું કાપી ચોરી હતી. જરૂર આ એક સફેદ

જૂઠાણું હતું. પરંતુ તેની સ્થિતિ જોતાં તેનો આ અપરાધ ક્ષમ્ય હતો. ઈન્સાનીયતને એક બાજુએ મૂકીને પોલીસે તેને ગીરફતાર કર્યો હતો. તેમ જ પોતે આ પહેલાં પણ જેલની યાતના ભોગવી હતી, એટલે ખરી વાત છુપાવવાનું મન થાય એ સ્વભાવિક હતું. એમાં બિચારા માનસિંગનો શો અપરાધ ?

આવા વિચારોમાં માનસિંગ મગ્ન હતો, તે વખતે તેની ઓરડીનું બારણું ખૂલ્યું અને પહેરેગીર સાથે માનસિંગના વકીલે અંદર પ્રવેશ કર્યો. સાથે વકીલનો મુનીમ પણ હતો.

'માનસિંગ! આવતી કાલથી તારા કેસની શરૂઆત છે.' વકીલ બોલ્યો, 'હજુ સમય છે, ગુનો કબૂલ કરી લે, સત્યથી મહાન કોઈ નથી.'

'ઠીક છે,' કેદીએ દ્રઢતાથી માથુ હલાવી કહ્યું. 'પણ તમને ખબર નહિ હોય કે હું પણ સત્ય અને ન્યાયનો પૂજારી છું. સત્ય અને ન્યાય એ સમાજના પાયા છે અને સાથે સાથે હું જાણું છું કે સત્યનું આચરણ કરવું કેટલું મુશ્કેલ છે......'

વકીલે માનસિંગને આગળ બોલતો અટકાવવા હાથનો ઇસારો કર્યો, પણ તે વાત પૂરી કર્યા વગર ન અટક્યો. 'જેણે દસ વર્ષ જેલમાં ગાળ્યાં છે તે ઓછો અનુભવી ન જ હોઇ શકે, તેની કેટલી ય વાતોમાંથી વકીલોને પણ શીખવાનું મળે છે.'

'તું સમજ્યા કર્યાં વગર ગમેતેમ જવાબ આપે છે, એટલે મેં અરજી ઘડીને તૈયાર રાખી છે.' વકીલે કાગળ કાઢતાં કહ્યું.

અરજી ન્યાયાધિશ પર હતી. તેમાં તેણે કરેલા અપરાધનો સ્વીકાર અને તે બદલ પસ્તાવો જાહેર કરી માફી માંગી હતી.

ખાટલા પર અરજી મૂકી વકીલ બોલ્યા, 'મને નથી સમજાતું કે માનવી ગુનો કરી તેનો લાભ ઉઠાવતાં જરા પણ અચકાતો નથી, અને જ્યારે ગુનાની સજા ભોગવવાને વખત આવે છે ત્યારે.........'

આ શબ્દોથી કેદીને ગુસ્સો ચડયો. 'વકીલ સાહેબ! સત્ય, સત્યની પત્તર ઠોકીને તમે મારા કેસનું ઊંધું મારવા તૈયાર થયા છો.' ચિડાઇને કેદી અરજી પર થૂંકયો અને આંખો મીંચી, પથારીમાં સૂઈ ગયો.

'હું જાણું છું કે તું વાત ટાળમટોળ કરવામાં ઘણો ઉસ્તાદ છે.' વકીલ શાંતિથી બોલ્યા, 'જેલરે ફક્ત વાતચીત કરવા માટે દોઢ કલાકની મુદત આપી છે, એટલે રકઝક કરવાનો સમય નથી. તે સમય દરમિયાન તારે જે કાંઈ નિર્ણય કરવો હોય તે કરી લે, હું બહાર બેઠો છું.'

બારણું બંધ થયું, પણ માનસિંગે આંખ ઊંચી ન કરી. ફરી તેના મનમાં એ જ સ્મૃતિઓ, એ જ દલીલો ઊઠવા લાગી. 'પોલીસ પાસે મજબૂત પૂરાવા નથી,' માનસિંગ બોલ્યો. 'છતાં શા માટે મારો વકીલ સત્યનું પૂછડું પકડીને અપરાધ કબૂલ કરાવવા મથતા હશે?'

માનસિંગને પોતાનો છૂટકારો હાથવેંતમાં જણાયો અને ઉત્સાહમાં આવી જઈ મોંએથી સીસોટી વગાડવા લાગ્યો.

'અને એક રીતે આ મુકર્દમો મારા માટે હિતકારી નીવડશે. હવે મારે ગત દિવસોની માફક વાસી રોટલાના એંઠા ટુકડા ખાવાનો અને ચટાઈ પર સૂઈ રહેવાનો પ્રસંગ નહિ આવે.'

માનસિંગની વિચારધારામાં ફરી વિઘ્ન ઉપસ્થિત થયું.

'માનસિંગ...' એક મધુર અવાજ માનસિંગના કાને અથડાયો અને તેણે જોયું તો તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. વકીલનો મુનીમ હજુ ત્યાં જ ઊભો હતો.

'કોણ છે એ કમબખ્ત?' વકીલના મુનીમને ઊભેલો જોઈ માનસિંગ ગુસ્સાથી બોલી ઊઠયો.

'હું...હું તમારા વકીલનો મુનીમ છું.' નીરુ અચકાતાં અચકાતાં બોલ્યો. 'મારું નામ નીરુ છે. વિચારમાં ને વિચારમાં

વખત પસાર ન થઈ જાય તેની સાવચેતી રાખવા વકીલે મને ઊભો રાખ્યો છે.'

તેનો વિનયી જવાબ સાંભળી માનસિંગનો ગુસ્સો અદ્રશ્ય થઇ ગયો.

'તને એમ લાગે છે કે હું અરજીમાં સહી કરી આપીશ?' નીરુ તરફ જોઇ માનસિંગ નફરત ભાવે બોલ્યો.

'હું તો કહુ છું કે તમારે મહેતલની છેક છેલ્લી ઘડી સુધી શાંતિપૂર્વક વિચાર કરવો જોઇએ. પણ જો તમે અપરાધનો સ્વીકાર કરશો તો એક માણસ તમોને પાંચ હજાર રૂપિયા આપવા તૈયાર છે.'

માનસિંગ પગથી તે માથા સુધી ધ્રૂજી ઊઠયો અને તે દાંત કચકચાવી બોલ્યો, 'કોણ છે એ સેતાનનો બચ્ચો?'

નીરુએ જાણે કાંઇ સાંભળ્યું ન હોય એવી શાંતિથી આગળ ચલાવ્યું. 'આથી તમો એમ ન માનતા કે અમો સત્યના ઓથા નીચે તમોને જેલમાં ગોંધી રાખવા માંગીએ છીએ. ખરી વાત તો એ છે કે, તમારા આ કૃત્યથી આખા ગામના લોકો કંપી ઊઠયા છે. તમને હેરાન કરવાનો અમારો ઇરાદો નથી. તમારો છૂટકારો ન થાય એટલી જ અમારી ઇચ્છા છે. તમારા મનમાં શંકાએ ઘર કર્યું છે કે દરેક માણસ તમને મારી નાંખવા માગે છે. એટલે તમારા તેમ જ બીજાઓના ભલા માટે પાંચ હજાર રૂપિયા સ્વીકારી લેવાની મારી સલાહ છે.'

'કદિ નહિ, એક લાખ રૂપિયા આપે તો પણ એ મારાથી બની નહિ શકે.' માનસિંગ પગ પછાડી બોલ્યો.

નીરુ વાતચીતના પ્રવાહમાં તેની એકદમ નજીક આવી ગયો હતો. તેના ખભા પર હાથ મૂકી નીરુ બોલ્યો, 'જુઓ, આવી મુર્ખાઈ ન કરો. પાંચ હજાર રૂપિયા એ કાંઇ નાનીસૂની રકમ નથી.'

'હું એ રકમને શું કરું !'

'બરાબર છે. હું તમોને એ જ કહેવાનો હતો. બાર વર્ષ પહેલાં તમોએ એક ખૂન કર્યું તે વખતે તમારે સંતાનમાં એક પુત્રી હતી.'

'ભગવાનની ખાતર એ વાત રહેવા દે.' માનસિંગ અધિરો થઈ બોલી ઊઠયો.

'તમારું કહેવું બરાબર છે.' નીરુ નમ્રતાથી બોલ્યો, 'હું ઝુલાણા રહું છું એ તો તમને ખબર હશે. તમારા ગામથી મારું ગામ ઠીકઠીક દૂર આવેલું હોવાથી મને તમારો જરા ય ભય નથી. એક દિવસ મને મારા પિતાએ તે વૃધ્ધને બોલાવી લાવવા કહ્યું. મેં મારા પિતાની આજ્ઞાનું પાલન કર્યું અને એ રીતે મને તમારા એ દિવસના કૃત્યની સૌથી પહેલી ખબર પડી. ખરેખર એ વખતનું દ્રશ્ય હૃદયદ્રાવક અને કરુણ હતું. તે જોઇ મને વિચાર આવ્યો કે જો તમારી આઝાદી ઝૂંટવી લેવામાં આવે તો તમે આવાં કૃત્યો કરતા જરૂર અટકી જાવ.'

નીરુની વાતથી માનસિંગના મનમાં જરા પણ ગભરાટ ન થયો એમ તો ન જ કહી શકાય. એવો કોઈ પણ માણસ નહોતો કે જેને જોઈ માનસિંગ ગભરાતો ન હોય.

'હું તારા કહેવાની મતલબ સમજી ગયો.' માનસિંગ નીરુ સામે મીટ માંડી બોલ્યો. 'મારું દિલ પુત્રીને મળવા તલસી રહ્યું છે એ જાણી તમે મને ફસાવા માંગો છો.'

માનસિંગ વિજયના ગર્વથી ખડખડાટ હસી પડયો. જાણે આઝાદીની તુલનામાં બધાં ય પ્રલોભનો તુચ્છ હતાં.

'ગયા ઉનાળાની વાત છે.' નીરુ માનસિંગના અટ્ટહાસ્ય તરફ ધ્યાન આપ્યા વગર બોલ્યો. 'કામવશાત્ હું સુંદરપુર ગયો હતો. ત્યાં બીજા લોકો સાથે મજૂરી કરતી એક યુવતીની મારે મુલાકાત થઈ. તેનું નામ શાંતા હતું........'

માનસિંગ ચમકી ઊઠયો. તેના શરીરમાં કંપારી ફેલાઇ ગઈ. પુત્રીનું નામ સાંભળી તેના હૃદયમાં છુપાયેલો પુત્રીપ્રેમ ઊભરી આવ્યો અને તેની આંખો ચકળવકળ થવા લાગી.

'મને એકવાર તેનાં દર્શન કરાવો.' માનસિંગ આજીજી-ભર્યા સ્વરે બોલી ઊઠયો, 'શું શાન્તા અહીં છે?'

'જરા ધીરજ રાખો.' નીરુએ દૃઢતાથી ઉત્તર આપ્યો. 'પણ એ પહેલાં તમારે અરજી પર સહી કરવાની મારી માંગણીનો સ્વીકાર કરવો પડશે.'

માનસિંગ ક્રોધથી રાતોપીળો થઈ ગયો. આવી નજીવી માગણીની અવહેલના તેને માટે અસહ્ય હતી. આજ સુધી તેની માગણી નકારવાની કોઇએ હિંમત કરી નહોતી. પોતાની માગણીની અવહેલના થતી જોઇ તેને નીરુને લાફો ખેંચી કાઢવાનું મન થયું, પણ અચાનક તેનો ક્રોધ નરમ પડી ગયો અને બે હાથમાં મોં છુપાવી તે પથારીમાં ઊંધો સૂઈ ગયો.

'તમે મારી વાત ધ્યાનથી સાંભળો છો એ ઘણા આનંદની વાત છે.' નીરુએ આગળ ચલાવ્યું. 'શાન્તા તેની માના મૃત્યુ પછી બજારુ છોકરીઓની માફક ઘેરઘેર ભટકતી ફરે છે. ખરેખર તે તેની માતા જેવી સુંદર છે. તેની સાથે અનીતિનો સંબંધ રાખવા સૌ કોઈ મજૂર તૈયાર છે, પણ લગ્ન કરવા કોઇ તૈયાર નથી. જો તેની પાસે પાંચ હજાર રૂપિયા હોય તો તે પતિ, ઘરબાર બધું મેળવી શકે એમ છે. એટલા માટે અમે આ યોજના નક્કી કરી છે. તે માટે પાંચ હજારની રકમ બસ છે. તે જન્મભર તમોને યાદ કરશે.'

માનસિંગે કાંઇ જવાબ ન આપ્યો. તે બેચેનીમાં પડખાં બદલતો હતો, વચ્ચે વચ્ચે ડૂસકાં પણ ભરતો હતો. 'માતા જેવી સુંદર' એ શબ્દો તેના કાનમાં ગૂંજતા હતા.

એકાએક માનસિંગ બેઠો થયો અને મોં પરથી વાળ હઠાવી નીરુ સામે આંખો સ્થિર કરી તે બોલ્યો. 'ગુનો કબૂલ કરવાની શી જરૂર છે. પોલીસ પાસે મજબૂત પૂરાવા નથી.'

'કદાચ તમે ખૂનના આરોપમાંથી છૂટી જશો પણ ચોરીના આરોપનું શું? ખબર છે એ બદલ તમારે કેટલાં વરસ જેલની હવા ખાવી પડશે? બિચારી છોકરીનું થશે? તે ઘેરઘેર ભટકશે પણ બિચારીને કોઇ સંઘરનાર નહિ મળે. પણ જો તેને પાંચ હજાર......'

'ચૂપ રહે!' માનસિંગ જમીન પર પગ પછાડી જોરથી ચીસ પાડી ઊઠયો. 'આડીઅવળી વાતો કરી મને છેતરવાનો પ્રયત્ન ન કર.'

નીરુએ ચૂપકી સાધી.

આ બાજુ માનસિંગ પોતાના હૃદયનો ખૂણેખૂણો તપાસતો હતો. હૃદયમાં પુત્રી માટે તલભાર પણ જગા બાકી રહી છે કે નહિ તે જોવા માંગતો હતો. એ લોકો પુત્રીપ્રેમના ઓથા નીચે તેને ગુનો કબૂલ કરાવવા માંગતા હતા, પુત્રી માટે સર્વસ્વનું બલિદાન કરવાનું કહેતા હતા. પણ શું એવો પ્રેમ માનસિંગના હૃદયમાં વિદ્યમાન હતો? અને જો હોય તો તેને યોગ્ય આ બલિદાન હતું? ના, ના, બલિદાન આપવું એ સાધારણ અને સરળ નથી. 'તું મને બલિદાન આપવા આટલું બધું સમજાવે છે, તને મારી પુત્રી માટે આટલું બધું લાગી આવે છે તો તું જ શા માટે બલિદાન ન આપે?' માનસિંગને વિચાર આવ્યો.

'હું અરજી પર સહી કરવા તૈયાર છું.' એકાએક માનસિંગ બોલી ઊઠયો. 'પણ તું મારી શરત કબૂલ રાખે તો જ. છોકરીને પૈસા મળશે એ વાત ખરી; પણ પૈસો હોય એટલે કાંઇ બધું આવી જતું નથી. તેને તો સારા વરની જરૂર છે. તું તેની સાથે લગ્ન કરવાનું વચન આપતો હોય તો હું સહી કરવા તૈયાર છું.'

નીરુ ચમકીને બે કદમ પાછો હઠી ગયો.

'કેમ, શા માટે ચમકે છે ?' માનસિંગ વ્યંગમાં બોલ્યો. 'તું તો મને સર્વસ્વનું બલિદાન કરવાનું કહે છે ને તારાથી આટલું નજીવું બલિદાન પણ નહિ અપાય ?'

'એ તમારી પુત્રી છે. તેને જન્મ આપનાર તમો છો. મેં તો તેની સાથે વાત સુદ્ધાં કરી નથી.'

'તો પછી જેવી તારી મરજી. પણ મને તારા જેવો બીજો જમાઇ ક્યાં મળવાનો હતો !'

નીરુએ લાંબો શ્વાસ ખેંચ્યો. 'ખરું છે, જે બીજાના હૃદય પર અધિકાર સ્થાપવા માંગે છે, તેણે પહેલાં તો પોતાનું સર્વસ્વ બલિદાન આપવા તૈયાર રહેવું જોઇએ.' નીરુએ વિચાર કર્યો

'માનસિંગ વાત ટાળવા માંગે છે અને ઉપરથી દોષનો આખો ય ટોપલો તે મારા માથે ઓઢાડવા માંગે છે.' નીરુ માનસિંગને ધ્યાનપૂર્વક નિહાળતો વિચાર કરતો હતો. 'પણ હું તેની વાતનો ઇન્કાર નહિ કરું. હવે તો એ મારી ચપટીમાં આવી ગયો છે.'

'ઠીક છે.' નીરુ કેદી તરફ જોઇ બોલ્યો, 'જો તમારી પુત્રી મારી સાથે લગ્ન કરવા તૈયાર હશે, તો હું તેની સાથે લગ્ન કરીશ. લો, હવે સહી કરો.'

'તું બહુ દયાળુ છે.' માનસિંગ અટકતાં અટકતાં બોલ્યો. 'પણ તું વચન પાળીશ તેની ખાત્રી શી ?'

'તમારું કહેવું બરાબર છે.' નીરુએ કહ્યું, 'હું તમોને બીજી તે શી ખાત્રી આપું ? પણ મને જ્યાં સુધી મારી ઇજ્જતનો ખ્યાલ છે ત્યાં સુધી હું બોલીને ફરી નહિ જાઉં. લો, સહી કરી આપો.'

માનસિંગ ખાટલામાં બેઠો થયો. ઘૂરકતો હોય એવો અવાજ તેના મોંમાંથી આવતો હતો. હૃદયમાં પુનઃ પુત્રીપ્રેમ અને સર્વસ્વના બલિદાન વચ્ચે દ્વંદ્વયુદ્ધ મચી રહ્યું હતું. ઘણો પ્રયત્ન કરવા છતાં તે પોતાના હૃદયમાં પુત્રી માટે પ્રેમ મેળવી ન શક્યો—કે જેને ખાતર તે પોતાની આખી જિંદગીનું બલિદાન કરે.

માનસિંગે લખવું શરૂ કર્યું-પહેલાં સીધી અને પછી વાંકી કલમથી. વારંવાર ખડિયામાં કલમ બોળાતી હતી અને ચારે તરફ શાહી ખંખેરાતી હતી.

'મારું વચન સહી કરવાનું હતું ને તે મેં પૂરું કર્યું.' માનસિંગે નીરુને કાગળ આપતાં કહ્યું. માનસિંગે પોતાની સહી સાથે એક વાક્ય લખ્યું હતું, 'ઉપર લખ્યું તે નહિ ને નીચે લખ્યું તે સહી.'

'પાંચ હજાર રૂપિયા નહિ મળે.' નીરુએ શાંતિથી કહ્યું.

'હવે મારે રૂપિયાની જરૂર નથી.' માનસિંગ બોલ્યો. 'પુત્રી માટે યોગ્ય પતિ મળી ગયો છે. મેં અરજીમાં સહી કરવાનું વચન આપ્યું હતું ને તે મેં અક્ષરેઅક્ષર પાળ્યું છે.'

ગર્વથી છાતી ફુલાવી માનસિંગ ઓરડામાં આંટા મારવા લાગ્યો.

નીરુનો ચહેરો ક્રોધથી રાતોચોળ થઇ ગયો. તેની નમ્રતા અદ્રશ્ય થઇ ગઈ. 'મને ખબર નહોતી કે તમે આવા દગાબાજ હશો.' નીરુ ઉત્તેજિત થઇ બોલવા લાગ્યો. 'ત્યારે જ તો તે બિચારાઓને મારી નાંખીને તમને સંતોષ વળ્યો નહિ, એટલે તમે તો તે બિચારાઓની આંખો પણ ખેંચી કાઢી હતી.'

'આંખો?' માનસિંગ બોલી ઊઠ્યો, 'જૂઠી વાત છે. કોઇ બીજાએ કાઢી લીધી હશે. હું તો ત્યાંથી એકદમ આવતો રહ્યો હતો...' આગળ બોલતાં બોલતાં તે અટકી ગયો અને તેણે દાંત વચ્ચે જીભ દબાવી દીધી. તેનો ચહેરો ફીક્કો પડી ગયો અને તે લથડીયાં ખાતો દીવાલના ટેકે જઇ ઊભો રહ્યો.

'બોલો, આગળ બોલો, કેમ અટકી ગયા?' નીરુએ કઠોર અવાજે પૂછ્યું. 'કેમ, કેવા આબાદ સપડાઇ ગયા. હું તો પહેલેથી જ જાણતો હતો કે તમે આમ સીધી રીતે નહિ માનો.'

બીજી જ ક્ષણે માનસિંગ નીરુના પગ આગળ ઘૂંટણીએ પડી આજીજી કરવા લાગ્યો. 'ના, ના, દગાથી આ વાત મારા મોંમાંથી તેં કઢાવી છે.'

હવે માનસિંગનું રહ્યુંસહ્યું ધૈર્ય પણ ઓસરી ગયું. તેના બહાનાં અને આત્મપ્રવંચના એક ક્ષણમાં વીસરાઇ ગયાં. નિરાશા અને પશ્ચાતાપયુક્ત સ્વરે તે કરગરવા લાગ્યો. 'હું તૈયાર છું...પુત્રીને ખાતર તું જે કહે તે કરવા તૈયાર છું.'

'તો તો સારી વાત છે. હું આ અરજી ફાડી નાખું છું.' નીરુએ ઊંચા અવાજે કહ્યું, 'મુદ્દત હજુ પૂરી થઇ નથી. જો આ વખતે અરજી નીચે લાંબુટૂંકું લખ્યા વગર સીધી રીતે સહી કરી દેશો, તો તમારે કોઈ વાતે ગભરાવાનું કારણ નહિ રહે.'

\+ + +

બીજે દિવસે અદાલતમાં ટેબલ સામે ન્યાયાધિશ બેઠા હતા. તેમની પાસે પિંજરામાં ખુરશી પર માનસિંગ બેઠો હતો. તેણે અપરાધનો સ્વીકાર કર્યો હતો. તદ્ઉપરાંત જુબાની પણ આપી હતી. જુબાની આપતી વખતે માનસિંગ એટલો બધો કમજોર થઇ ગયો હતો કે જો તેને ખુરશી આપવામાં આવી ન હોત તો કદાચ તે જમીન પર ઢળી પડી બેહોશ પણ થઇ ગયો હોત.

છતાં માનસિંગ પહેલાં કરતાં વધુ પ્રસન્ન અને સંતુષ્ટ જણાતો હતો. તેના મનમાં કોઇની પ્રત્યે ન હતો દ્વેષભાવ કે ન હતો કોઇ કલુષિત વિચાર. તે પાપથી મુકત થઇ પવિત્ર બન્યો હતો.

\+ + +

અદાલતમાં ન્યાયાધિશ અને માનસિંગ ઉપરાંત વકીલ, સિપાહી, શીરસ્તેદાર, નીરુ અને શાંતા હતાં. માનસિંગ સૌની તરફ પ્રેમભરી નજરે જોતો હતો—વિશેષે પુત્રી તરફ. શાંતા ખરેખર દેખાવડી હતી. તેના વાળ લાંબા અને કાળા હતા, ચહેરો સુંદર હતો. તે શરમાળ હતી એટલે તે હજુ માનસિંગ સાથે ખુલ્લા મને વાત કરતાં પણ ખચકાતી હતી.

માનસિંગ રહી રહીને નીરુ તરફ પણ જોતો હતો. નીરુ ભીંતને ટેકો દઇ નીચા વદને એવી તો મુખમુદ્રા કરી ઊભો હતો

કે જોનારના દિલમાં તેના પ્રત્યે સહાનુભૂતિ અને દયાનો ભાવ ઉપજે. માનસિંગ નીરુ તરફ જોઇ વિચાર કરતો હતો, 'પ્રભુ, મારા જેવા ખૂની હત્યારાને પાપનું પ્રાયશ્ચિત કરવું સહેલું છે, પણ નીરુ પોતાના કપાળે ચોટેલું કલંક હરકોઇ પ્રકારે ધોઇ શકે એમ નથી.' નીરુએ માનસિંગને પોતાની બધી વાતથી વાકેફ કર્યો હતો.

જ્યારે શાંતા રૂપિયા લેવા ન્યાયાધિશ પાસે આવી ત્યારે નીરુએ આગળ આવી તેને લગ્નની શરત કહી સંભળાવી. શાંતાએ આ શરતનો ઇન્કાર કર્યો અને તેના મોં પર સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે હું નરમાંસભક્ષી સાથે કોઇ પણ હિસાબે લગ્ન કરી શકું એમ નથી. નીરુને તેની આ અસ્વીકૃતિથી ભારે આઘાત લાગ્યો. વિના બોલે તે ભીંતને સહારે જઇ ઊભો રહ્યો. એ વખતે તેના ચહેરાનો દેખાવ જાણે તેને જિંદગી અને પોતાની જાત પ્રત્યે તિરસ્કાર છૂટયો ન હોય એવો હતો.

## પ્રકરણ ૧૦ મું

સપ્ટેમ્બર ૧૯૪૪ ની વાત છે. ભવાનપુરથી રાજનગરની ટ્રેનમાં ત્રીજા વર્ગના ડબ્બામાં એક યુવતી બેઠી હતી. તે પોતાની બાજુમાં બેઠેલા મુસાફર સાથે વાતો કરતી હતી. તેનો અવાજ મોટો હતો, એથી ડબ્બામાંના બધા મુસાફરો સહેલાઇથી તેની વાત સાંભળી શકતા હતા. તેની વાત કરવાની ઢબ પરથી સમજી શકાતું હતું કે આ તેનો ટ્રેનની મુસાફરીનો પહેલવહેલો જ અવસર હતો. લોકોની ચડઊતર અને નવાનવા સ્ત્રીપુરુષો જોઇ તેના હૃદયની કળી ખીલી ઊઠી હતી. તે પોતાની રામકહાણી કહેતી હતી. તેના બોલવા પરથી સહેજે કળી શકાતું હતું કે તેને આજ પૂર્વે મોકળા મને વાત કરી પોતાના મનનો ભાર હલકો કરવાનો કયારે ય અવસર મળ્યો ન હતો. આ કારણને લીધે તે

ગાડીના મુસાફરો સાથે ખૂબ દિલ ખોલીને વાત કરતી હતી કે 'પોતે કોણ છે, ક્યાંથી આવી છે અને કેવો સંદેશો લાવી છે!'

'તમે બધા એમ ન સમજતા કે બહુ વાંચનથી મારું મગજ બગડી ગયું છે.' તે યુવતી બોલતી હતી, 'મેં ગીતા સિવાય બીજું કાંઈ વાંચ્યું નથી, તેમ જ નિરર્થક વિતંડાવાદથી મારું દિમાગ બગડયું છે એમ પણ ન માનતા. હું તો કોરા કાગળ જેવી સાફ છું અને તેના પર સ્વયં પરમાત્મા પોતાના વિચારો અંકિત કરે છે. આ બધો ખુલાસો કરવાનો મને બિલકુલ અવસર જ મળ્યો નથી. ઢેફા જેવા ગામમાં મારો જન્મ થયો છે અને આરંભથી જ મારે નિર્ધન અને અસહાય સ્થિતિમાં જીવન વીતાવવું પડયું છે. આજે પણ પેટે પાટા બાંધી પરોઢિયે હું ઘંટીએ બેસું છું અને બપોરે લોકોનાં વૈતરાં કરું છું, પણ પૂરું પેટિયું ય નીકળતું નથી. માતા-પિતા કોઈ નથી. મનનો ભાર કોની પાસે હલકો કરું? લોકો તો એટલા બધા નિષ્ઠુર છે કે હું ખાઉં છું કે નહિ તેની પણ તેમને દરકાર નથી.'

સામેની બેઠક પર એક દયાળુ વૃદ્ધા બેઠી હતી. સૌથી પ્રથમ તેણે જ આ યુવતી સાથે વાતચીતની શરૂઆત કરી હતી. વૃદ્ધાએ યુવતીને હદ ઉપરાંત ઉત્તેજિત થતી જોઈ શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ તે ન તો અટકી કે ન તો ચૂપ રહી. જાણે તેના અંતરની કોઈ જબરજસ્ત શક્તિ તેની પાસે બળજબરીથી બોલાવી રહી હતી.

'મારો જન્મ થયો ત્યારથી મોત ભૂખ્યા વરુની માફક મારી પાછળ પડયું છે. કોણે મોકલ્યું એ ભયંકર પાગલને? તેને જોઈ મારી મા ભયની મારી કંપી ઊઠી અને પૂરા દહાડા પહેલાં મારો જન્મ થયો. એક દિવસ હું નદીમાં નહાતી હતી ત્યારે કોણે મને નદીમાં ડૂબાવી દેવા પ્રયત્ન કર્યો? કોણે મારા માથા પર લાકડીનો ફટકો માર્યો? કોણે મારા પગમાં સાપ વીંટાળી દીધો? શું આ મૃત્યુની ચાલાકી નહોતી?...'

સાંભળનારાઓમાં સામે બેઠેલી વૃદ્ધા એકલી જ ન હતી. બાજુમાં બેઠેલ એક કિસાન દંપતી પણ ગંભીર મુખમુદ્રા કરી કથા સાંભળતું હોય એવી શ્રદ્ધાથી તેની વાત સાંભળતું હતું.

‘અને જુવાનીના દિવસોમાં,’ તે યુવતી કહેતી હતી. તેની ઉમ્મર વીસેક વર્ષની હશે. ‘ ખોળો પાથરી પ્રભુને અરજ કરતી હતી કે મૃત્યુ દ્વારા મારા પર મનમાન્યો અત્યાચાર કરવામાં તારો શો ઉદ્દેશ છે? હું વિચાર કરતી હતી, દુનિયાની રોશનીથી દૂર એવા નાના ગામની સૂમસામ ગલીમાંની, કોઇ રહેવું પસંદ ન કરે એવી, અંધારી ઓરડીને પરમાત્માએ શા માટે મારું નિવાસસ્થાન બનાવ્યું હશે? એવા કયા કારણસર સખ્ત મજૂરી કરવા છતાં, મને પેટપૂરતું ખાવાનું પણ મળતું નથી?...પણ હવે મને એવા વિચારો નથી આવતા. હું સમજી ગઇ છું કે આ બધી કરામત શેતાનની છે. શેતાન જાણે છે કે પરમાત્મા મારી દ્વારા પોતાનો સંદેશો પ્રકટ કરવાના છે, એટલે તે મને આવાં આવાં દુઃખ આપી સત્ય માર્ગથી ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરે છે.’

શ્વાસ લેવાને બહાને તે યુવતી બોલતાં બોલતાં બે ઘડી રોકાઈ અને તેણે આજુબાજુ જોયું. એક પણ માણસ ધ્યાન દઇ તેની વાત સાંભળતો ન હતો.

‘એટલે આ ગરીબાઇ અને દુર્દશા આપવા બદલ પરમેશ્વરનો હું પાડ માનું છું.’ પુનઃ તે યુવતી કહેવા લાગી. ‘જંગલ, પહાડ યા ધનાઢ્ય કુટુંબમાં મને જન્મ આપવાને બદલે મારાં જેવાં બીજાં અનેક ગરીબો વસે છે, એવા સ્થળે મને જન્મ આપ્યો એ શું થોડા સૌભાગ્યની વાત છે?’

યુવતીનો જોશીલો અવાજ હવે દૂર બેઠેલા મુસાફરોનું પણ ધ્યાન ખેંચવા લાગ્યો. ડબ્બામાં છેક છેવટના ભાગમાં બેઠેલા બે માણસો ઊઠી ઊભા થયા અને આશ્ચર્ય પામી પૂછવા લાગ્યા, ‘આખા ડબ્બાનું ધ્યાન ખેંચનાર આ બહેન કોણ છે? કોઇ મોટાં કાર્યકર તો નથીને?’

હવે યુવતીનો અવાજ એકદમ ઉત્તેજિત થઇ ગયો. 'મારા સમસ્ત વિચાર પરમાત્મા તરફથી એકાગ્ર થાય એ જ તેની ઇચ્છા છે. તેની આજ્ઞા છે કે હું ધર્મશાસ્ત્રોનું ગંભીર અધ્યયન કરું અને તેનું તત્વ નીચોવી જગત આગળ ધરું. એટલે લોકો નાચરંગમાં મશગુલ હોય છે ત્યારે હું ગીતામાં ધ્યાન પરોવી બેસું છું અને ધર્મના ગહન પ્રશ્નો ધીરે ધીરે મારી સામે સરળ રૂપે આવી ઊભા રહે છે.'

સાંભળનારાઓના ચહેરા પર આશ્ચર્યની રેખા ફેલાઇ ગઇ. પોતાની વાતોનો પ્રભાવ લોકો પર પડતો હતો એ વાત ચંપાની ખ્યાલ બહાર નહોતી.

'એટલે શિયાળાની કડકડતી ઠંડીમાં રાત્રે બાર વાગે આખું જગત નિદ્રાની ગોદમાં પોઢી ગયું હોય છે, ત્યારે કોઇ રહેવું પસંદ ન કરે એવી અંધારી ઓરડીમાં બેસી હું ગીતાનું અધ્યયન કરું છું. ખુદ પરમાત્મા પોતાની દિવ્ય અંગુલિઓથી ગીતાના રહસ્યમય શબ્દો તરફ સંકેત કરતા મને દેખાય છે. હું ગરીબ તેમ જ તિરસ્કૃત હોવા છતાં પણ મોટા મોટા મહામુનિઓને પણ અલભ્ય એવો પ્રકાશ મને દ્રષ્ટિગત થાય છે. આ દિવ્ય દ્રષ્ટિ મેળવી હું રાત્રીના અંધકારથી આચ્છાદિત બધાં પ્રાણિઓનું ભવિષ્ય જાણી લઉં છું.'

આ વખતે એક ટિકિટચેકર ટિકિટ તપાસતો તપાસતો આ ડબ્બામાં આવી પહોંચ્યો અને વિસ્ફારિત નેત્રે તે આ સ્ત્રી તરફ જોવા લાગ્યો. ચંપા એટલા તો ઉશ્કેરાટથી બોલતી હતી કે ટિકિટ-ચેકરને સંદેહ ઉપજ્યો, 'કદાચ આ યુવતી પાગલ તો નહિ હોય!'

તે સ્ત્રીને ઉત્તેજિત થતી જોઇ વૃદ્ધાએ પુનઃ તેને શાંત પાડવા પ્રયત્ન કર્યો, પણ ચંપાનું બોલવું પહેલાની માફક જ ચાલુ રહ્યું. 'આ બધી વાતો મેં એક સીલબંધ કવર દ્વારા વાઇસરોય પર લખી મોકલી. તેમાં લખ્યું હતું કે હું ઢેફા ગામની એક ગરીબ

મજૂરકન્યા છું. ઘણી પ્રતિક્ષા કરવા છતાં પણ પત્રનો જવાબ ન મળ્યો એટલે મેં તે ફરી લખી એક વર્તમાનપત્રના સંપાદક પર મોકલ્યો, પણ તેમણે પત્રની આવશ્યકતા સમજ્યા વગર એ લખાણ પાછું મોકલ્યું. આથી હું નિરાશ થઇ ચિંતા કરવા લાગી. પત્રમાં ઘણી રહસ્યપૂર્ણ વાતોનો ઉલ્લેખ હતો. હું જાણુતી હતી કે ક્યારે આ વિશ્વયુદ્ધનો અંત આવશે, ક્યારે આ દુનિયાનો પ્રલય થશે.'

આવેશસહ બોલાયેલા શબ્દો સાંભળનારના દિલમાં તીક્ષ્ણ ખંજરની માફક ઘૂસી ગયા. ડબ્બામાંના બધા લોકો ભયના માર્યા કંપી ઊઠયા. થોડાં વર્ષ પહેલાં જો આ શબ્દો બોલાયા હોત તો લોકો જરૂર તેની મશ્કરી કરત, પણ આ તો મહાયુદ્ધનું ત્રીજું વર્ષ હતું અને યુરોપ, બ્રહ્મદેશ, સિંગાપુર વગેરે દેશોની રાજધાનીઓમાં તોપો ગડગડી રહી હતી, તેમ જ પ્રતિદિન જર્મન અને જાપાનની ચાલ જોઇ મિત્રરાજ્યો વિમાસણમાં પડી જતાં હતાં.

'એટલે મને મારો પત્ર પ્રગટ કરવાની ઘણી તાલાવેલી લાગી. પત્રમાં લખ્યું હતું કે કયા ઉપાયોથી દેશને ભાવિ વિનાશમાંથી ઉગારી શકાય એમ છે.' ચંપા વગર અટકયે બોલે જતી હતી. 'એટલા માટે મેં પરમેશ્વરની પ્રાર્થના કરી. પ્રાર્થના કરતી વખતે મને જણાયું કે પત્ર બહાર પડતાં પહેલાં મારે એક પાપનું પ્રાયશ્ચિત કરવું જરૂરી છે. એટલે હું એ પાપનું પ્રાયશ્ચિત કરવા જાઉં છું.'

હવે ડબ્બામાં ખળભળાટ તેની પૂર્ણ પારાકાષ્ટાએ પહોંચી ગયો. જે વાત જાણુવાને આખું જગત આતુર હતું, તે વાત જાણુતી હોવાનો આ સ્ત્રીને દાવો કરતી જોઇ બધા એક સામટા બોલી ઊઠયા, 'આ યુદ્ધનો અંત ક્યારે આવશે? જો તમે જાણુતા હો તો અમને કૃપા કરીને કહો.'

ઢેઢાની આ સ્ત્રીને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે તેના શબ્દોથી ડબ્બામાં આટલો બધો ખળભળાટ મચી જશે. ખૂબ આવેગમાં

આવી જઇ તેણે જવાબ આપ્યો, 'આ બધી વાતનો ઉલ્લેખ મેં મારા પત્રમાં કર્યો છે. પ્રાયશ્ચિત થઇ ગયા પછી તે આપોઆપ પ્રગટ થશે.'

સાંભળનારાઓની સારી ય ઉત્તેજના ઠંડી પડી ગઇ. પોતાની બેઠક પરથી ઊભા થયેલા મુસાફરો સ્વસ્થાને પાછા બેસી ગયા. એ વાત સ્પષ્ટ થઈ ગઈ હતી કે એ સ્ત્રી બીજા લોકો કરતાં જરા પણ વધુ જાણતી નહોતી.

અને પછી સામે બેઠેલી વૃદ્ધા સિવાય કોઇએ તેના બોલવા તરફ ધ્યાન ન આપ્યું. ધીરે ધીરે તે યુવતી પણ સમજી ગઇ કે લોકો તેની વાતમાં ધ્યાન આપતા નથી, એટલે તેના અંતિમ શબ્દો એટલા ધીમા બોલાયા હતા કે બાજુમાં બેઠેલા બેચાર મુસાફરો સિવાય બીજું કોઇ તે સાંભળી શક્યું ન હતું.

---

## પ્રકરણ ૧૧ મું

ટ્રેઇન એક પછી એક સ્ટેશન પસાર કરતી હતી. ધીમે ધીમે ચંપા સિવાયના બીજા બધા મુસાફરો ડબ્બામાંથી ઊતરી ગયા. તેવામાં સારી જગ્યાની તપાસ કરતો કરતો એક મુસાફર તે ડબ્બામાં આવી પહોંચ્યો અને તેણે પોતાનું સ્થાન ચંપાની સામે લીધું. તેણે આવતાંની સાથે જ ચંપા સાથે વાત શરૂ કરી. તેનો સ્વર ચિત્તાકર્ષક અને મધુર હતો અને તેની બોલીમાં બેહદ નમ્રતા હતી. ચંપા તો માનસન્માનની ભૂખી હતી, એટલે તેનું આદરયુક્ત સંબોધન સાંભળી તે મનમાં ખીલી ઊઠી.

થોડી વાર આડીઅવળી વાતો કર્યા પછી મુસાફર બોલ્યો, 'તમારા દિવ્ય સંદેશ વિષે બે અક્ષર મને કહેશો તો હું મારી જાતને અહોભાગ્ય સમજીશ. તમારી સાથે મારો ખાસ અંગત પરિચય ન હોઇ આવી માગણી કરવી એ અયોગ્ય છે, એ હું જાણું

છું, પણ તમે વિશ્વાસ રાખજો કે તમારા એ દિવ્ય સંદેશની હું વાત કોઈનેય કરીશ નહિ.'

આવી નમ્ર વિનંતીની અવહેલના ચંપા કેવી રીતે કરી શકે ? તેણે તરત જ પોતાના જીવનની અદ્દ્ભુત ઘટનાની વાત શરૂ કરી. આ વખતે ચંપાનો અવાજ ધીમો અને શાંત હતો. વાતચીત દરમિયાન એકાદ બે વાર તેનો અવાજ ઉત્તેજિત્ત થયો અને બેચાર મુસાફરોનું ધ્યાન તેની તરફ ખેંચાયું. પણ તરત જ તેની ઉત્તેજના ધીમી પડી ગઈ અને અવાજમાં ફરી શાંતિ ઝળકવા લાગી. જાણે સામે બેઠેલો યુવક તેના પર અપ્રત્યક્ષ રૂપે શાંતિપ્રદ પ્રભાવ નાંખતો ન હોય !

'તે વખતે મારી ઉમ્મર ફક્ત દશ વર્ષની જ હતી,' ચંપાએ વાત શરૂ કરી. 'લાંબી માંદગીમાંથી ઊઠયાને મને જૂજ દિવસ થયા હતા. તે વખતે હું એકલી નહોતી. મારાં માતાપિતા હયાત હતાં. મા મને જરા પણ કામ બતાવતી નહિ; ફક્ત કોઈ કોઈ વાર બહારનું નજીવું કામ બતાવતી અને તે ઉપરાંત મારે તેને રોજ ભગવદ્દગીતાનો એક અધ્યાય વાંચી સંભળાવો પડતો.'

'એક દિવસ અગિયારસની સાંજે, માએ મને નદી પાર કરી પૂજારીને ત્યાં દૂધ આપી આવવા કહ્યું. મેં હોડીમાં બેસી હલેસાં મારવાં શરૂ કર્યાં. બેચાર હલેસાં માર્યાં નહિ હોય ત્યાં મને હોડી એકાએક હલકી ફૂલ જેવી જણાઇ. હોડી વગર મહેનતે ચાલવા લાગી. પણ આશ્ચર્યની વાત તો એ હતી કે પ્રત્યેક વસ્તુ મને શાંત અને સ્થિર જણાતી હતી. ન તો હલેસાંનો અવાજ સંભળાતો હતો કે ન તો પાણીનાં છબછબીયાં સંભળાતાં હતાં; કિનારા પર પણ એવી જ નિઃસ્તબ્ધ શાંતિ હતી. ક્યાં ય લોકોનો ધોવાનો અવાજ કે માનવીનો ઘોંઘાટ સંભળાતો ન હતો.'

'નાવમાંથી ઊતરી આગળ વધતાં પણ મને એ જ પૂર્વવત્ અનુભવ થયો. માથે દૂધની દેગનો ભાર હતો અને બપોરનો તાપ સોમ ધીકતો હતો, છતાં રસ્તો ઘણી સહેલાઇથી પસાર થતો હતો.

આ પહેલાં એકે વખત હું આટલી સહેલાઇથી રસ્તો પસાર કરી શકી નહોતી. મેં વિચાર્યું કે શુકન તો સારા થાય છે. જરૂર કાંઇ શુભ કામ થતું જોઇએ. આ વિચારની સાથે દોડતી હું પૂજારીના ઘર સામે આવી ઊભી રહી.'

'અહીં પણ એ જ વિચિત્ર શાંતિ હતી. મારે થોડીવાર બહાર ઊભા રહેવું પડ્યું. ઘરનું બારણું બંધ હતું.'

'અચાનક ઉપર છજામાંથી મને સંગીતના મધુર સૂર સંભળાયા. કોઇ સુરીલા સ્વરે વાદ્ય વગાડતું હતું. એ સુરીલા સ્વરમાં જાદુ ભર્યો હતો. ઘડીભર હું ભાન ભૂલી સાંભળવામાં તલ્લીન થઇ ગઈ. મારા આનંદમાં વિક્ષેપ પાડનારું ત્યાં કોઇ નહોતું, તેમ જ ઘેર પાછા ફરવાની મારે ખાસ ઉતાવળ નહોતી. એટલે, નિશ્ચિંતપણે ઘણો સમય હું ત્યાં ઊભી રહી.'

'જેમ જેમ સંગીતની લહરીઓ મારા કાનના પડદાને અથડાવા લાગી, તેમ તેમ મારા મનમાં મધુર અને પવિત્ર વિચારો તરંગિત થવા લાગ્યા અને મને એવી પ્રતીતિ થઇ કે જાણે પૃથ્વી છોડીને હું સ્વર્ગ તરફ પ્રયાણ કરતી હતી.'

'પણ એવામાં કોઈએ બારણું ઊઘાડ્યું. બારણું ઉઘડતાંની સાથે જ તે મધુરું સંગીત પણ બંધ થઈ ગયું.'

'આવનાર ઘરની માલીક બાઇ હતી. તેણે દૂધની દેગ લઇ, મને બેસવાનું કહ્યું. પ્રસાદની રકાબી મારી સામે મૂકી તે બોલી, 'આજે મારાં સાસુજીની પૂણ્યતિથિ હોવાથી મેં કથા કહેવડાવી હતી.'

'તે બાઇનો સાલસ સ્વભાવ જોઇ મેં સાહસ કરી પૂછ્યું, 'હમણાં થોડી વાર પહેલા ઉપર છજામાં કોણ આટલું સુંદર વાદ્ય કોણ વગાડતું હતું ?'

'મારા પ્રશ્નથી તે બાઇને નવાઇ ઉપજી. 'આ તું શું બોલે છે, ચંપા ?' તે બાઈ મોં મચકોડી બોલી, 'પિયાનો તો ત્રીજે માળે છેક છેલ્લા ઓરડામાં છે. અહીં સુધી તેનો અવાજ સંભળાય

એમ નથી. ઉપરાંત જરા વિચાર તો કર કે આજે મારા સાસુજીની પૂણ્યતિથિના દિવસે કોણ ગાન બજાવે ?'

'મારી આંખોમાંથી આંસુ સરી પડયાં. તે બાઈ મને જૂઠાબોલી સમજતી હતી. ત્યાંથી એકદમ આવતા રહેવાની મને ઇચ્છા થઇ; પણ પાછો વિચાર આવ્યો કે પ્રસાદ છાંડીને ઊઠી જવું યોગ્ય નથી.'

'એટલામાં અંદરથી બારણું ઉઘડયું અને પૂજારીએ ત્યાં આવી તે બાઇને કહ્યું, 'અહીંયા શા માટે તમે બેસી રહ્યાં છો ? મંદિરમાં આરતી શરૂ થઇ છે. ઘંટાનાદ સંભળાતો નથી ?'

'આ છોડીએ મને ભડકાવી મારી, એટલે કાંઇ યાદ ન રહ્યું.' તે બાઇ અટકતાં અટકતાં બોલી, 'આ છોડી કહે છે કે થોડીવાર પહેલાં ઉપરના છજામાંથી સંગીતનો અવાજ સંભળાતો હતો.'

પૂજારી નેત્રો વિસ્ફારિત કરી બોલ્યા, 'સંગીત ? પરમાત્માની લીલા કેટલી વિચિત્ર છે ! મને પહેલેથી જ વિશ્વાસ હતો કે જરૂર મા કોઇ શુભ સંદેશો મોકલશે. મને ખાતરી હતી કે આ નશ્વર જગતમાં મા મને પથ–પ્રદર્શનથી વંચિત નહિ રાખે.'

'પછી મારી પાસે આવી મારા માથા પર હાથ મૂકી પૂજારીએ મમતાભર્યા સ્વરે મને કહ્યું, 'તું ભાગ્યશાળી છે. પરમાત્માએ તને મૃત્યુલોકમાં સ્વર્ગીય આત્માઓનો સંદેશો લાવવા નિર્મેલ છે. જરૂર એક દિવસે પરમપિતા પરમાત્મા તારી દ્વારા પોતાનો સંદેશો સંભળાવશે.'

'પછી માથુ ઊંચુ કરી તેમણે ગંભીર દ્રષ્ટિએ મારી આંખો તરફ જોયું અને એક દીર્ઘ નિશ્વાસ મૂકી તેઓ ઓરડાની બહાર ચાલ્યા ગયા.'

'જ્યારે હું નાવમાં બેસી ઘેર પાછી ફરી ત્યારે મને મારામાં અજબ પરિવર્તન જણાયું. હું વિચાર કરતી હતી: એક

દિવસે મારા મોંમાંથી જે શબ્દો નીકળશે તે પૃથ્વી અને સ્વર્ગની માફક અમર હશે !'

'તે વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારા ભાગ્યમાં પ્હો ફાટતાં પહેલાં દળણું દળવા અને બપોરના પેટ પાટા બાંધી સખત મજૂરી કરવા સિવાય બીજુ કાંઈ જ લખ્યું નહોતું.'

## પ્રકરણ ૧૨ મું

પોતાના કથની કહેવા બદલ અજાણ્યાએ ચંપાનો આભાર માન્યો. 'હું મારું અહોભાગ્ય સમજું છું કે અકસ્માત હું આ ડબ્બામાં આવી ચડયો.' મુસાફર બોલ્યો, 'જો તે સ્વર્ગીય સંગીત હંમેશ સંભળાતું હોત તો આજે આ દુનિયામાં એવી કેટલી ય વાતો બીજા જ રૂપમાં દેખાતી હોત.'

પછી મુસાફર એક ખૂણામાં જઇ મોં પર ટોપી ઢાંકી આડો પડયો. સૂવા માટે નહિ, પણ તેણે જે કાંઇ સાંભળ્યું હતું તેનું ગંભીર મનન કરવા માટે.

પણ ચંપા મુસાફર સાથે વાત કરવાને ઉત્સુક હતી. રહી રહીને કોઇ આંતરિક વાણી તેને આગ્રહ કરતી હતી. 'કંચનની વાત કરી તું તારી યાત્રાનું કારણ આ મુસાફરને કહે. કંચન મહાન પાપીને પણ ઉદારતાની નજરે જુએ છે, તેનું હૃદય વિશાળ છે, તે દુઃખનો કડવો ઘૂંટડો પી ચૂકી છે. કંચનની વાત આ માણસ આગળ કહેવામાં જરા ય વાંધો નથી.'

એક પછી એક સ્ટેશન આવતાં હતાં, ગાડી છૂક છૂક કરતી દોડતી હતી. વચ્ચે વચ્ચે લોકો ચડઊતર કરતા હતા. એટલામાં એક મોટું જંકશન આવ્યું. ચંપા અને તેની સામે બેઠેલા યુવક સિવાય બધા મુસાફરો ઊતરી ગયા.

તે મુસાફર બેઠો થયો. ખીંટીએ ટોપી ભેરવી ચંપા તરફ ફરી પુનઃ તેણે વાત શરૂ કરી.

તે આનંદી હતો, તેમ જ બુદ્ધિમાન અને બેહદ નમ્ર પણ હતો. 'આજીજી' એ તેની સૌથી મોટામાં મોટી ખાસીયત હતી. એવી કોઇ પણ વ્યક્તિ નહિ હોય જે તેના તરફ પાંચેક મિનિટ જોયા પછી તેને પોતાનું દુઃખ કહેવાને ના લલચાય. તેને મળનાર દરેક વ્યક્તિને એમ જ થતું, 'તેને આપણું દુઃખ જરૂર કહેવું જોઇએ. આ માણસ સામાના દિલનું દર્દ સમજે છે.'

ફરી વાતચીતનો પ્રવાહ શરૂ થતાં વાર ન લાગી. ચંપા બોલી, 'મારે એક વાતમાં તમારી સલાહ લેવાની છે. હું અભાગિણી અને દુઃખી છું...'

'સલાહ?' મુસાફર આશ્ચર્યસહ બોલી ઊઠયો. 'મારા જેવો કમનસીબ તમને શી સલાહ આપી શકશે? ખેર કહો, વખત તો પસાર થશે.'

ચંપાએ આગળ ચલાવ્યું. 'હું ભણતી હતી તે વખતની વાત છે. મારા ગામના પૂજારીની છોડી મારી સાથે ભણતી હતી. તેને સાથે મારે ખાસ બહેનપણા હતાં...' બોલતાં બોલતાં ચંપાનું ગળું રુંધાઇ ગયું અને તેની આંખો ભીની થઇ ગઇ. તેણે પોતાનો આવેશ રોકી પુનઃ વાત શરૂ કરી, 'હું તેને એટલી બધી ચાહતી હતી કે તેના વગર મને એક ઘડી પણ ગમતું નહોતું...'

યુવક સ્થિર અને શાંત ચિત્તે બેઠો હતો, પણ કોણ જાણે શા કારણથી તેના ચહેરા પર ગભરાટના ચિહ્ન દેખાવા લાગ્યાં.

'મારે તેની સાથે બહેનપણા કેવી રીતે થયાં, એ વાત સૌથી પહેલાં તમને કહું, જેથી તમે તે છોકરીને બરાબર સમજી શકશો.'

'હા, હા, ખુશીથી કહો. આપણે કાંઇ સમયની ખોટ નથી.' યુવક બોલ્યો.

'એક દિવસે બપોરની રજા વખતે છોકરા અને છોકરીઓ નિશાળના ચોગાનમાં બેસી વાદવિવાદ કરતાં હતાં. એક છોકરો

બોલતો હતો : મને પૂર્ણ વિશ્વાસ છે કે પરમેશ્વર મનુષ્યમાત્રને ચાહે છે. તે આપણો પિતા છે. કયો પિતા પોતાના બાળકને ચાહતો નહિ હોય ?'

'હું પણ વાદવિવાદમાં સામેલ હતી. હું ગરીબ માબાપની છોકરી હતી, એથી ધનવાનોના છોકરા મારી સાથે બોલતા નહોતા. ઘણું ખરું તેઓ મારાથી અતડા રહેતા અને પૂજારીની છોકરી સાથે રમતા. પૂજારીની છોકરી સુંદર અને દેખાવડી હતી.'

'તે છોકરાની વાત સાંભળી હું પૂજારીની છોકરી તરફ સંકેત કરી બોલી, 'જો હું પણ તેના જેવી સુંદર હોત તો પરમેશ્વર મને પણ ચાહત.' અને તરત જ બધા છોકરાની આંખો પૂજારીની છોકરી તરફ વળી.'

'પૂજારીની છોકરી અમારાથી જરા દૂર બીજા છોકરાઓ સાથે રમતી હતી. તેનો ચહેરો લંબગોળ હતો, આંખો ગંભીર હતી અને ગાલ પર રતાશ હતી.'

'તેના ગૌર લલાટ અને ઘાટીલા ખભા પર વાંકડીયા જુલ્ફાં રેશમની માફક પથરાયેલાં હતાં. ચાલતી વખતે તેનું માથું એવી અદાથી તો ઠમકતું કે એથી તેની સુંદરતા બેહદ વધી જતી. ટૂંકમાં પરમાત્માએ તેને દરેક બાબતમાં અતિસુંદર બનાવી હતી.'

સામે બેઠેલા યુવકના માનસપટ પર એકાએક એક સુંદર મુખડાની પરિચિત રૂપરેખા ઝળકી ઊઠી અને સરોવરની સહેલ-ગાહનું દ્રશ્ય તેની સમીપ ખડું થયું. એ રૂપમાં યૌવન ઠાંસી ઠાંસીને ભર્યું હતું ! કેટલું સૌંદર્ય !

'તેનું નામ કંચન હતું.' ચંપા આગળ વધી. 'ખરેખર કંચન એક સુંદર નામ છે. જેવું નામ સુંદર છે તેવા જ તેના ગુણ છે. તેની અમારા જેવી જ આંખો હતી, અમારા જેવાં જ નાકકાન હતાં અને તેનાં માતાપિતા પણ અમારા જેવા સાધારણ મનુષ્ય હતાં. છતાં કંચન સામાન્ય માનવી કરતાં તદ્દન નિરાળી હતી. તે આ જગતની નિવાસિની નહોતી, તે કોઇ બીજા જ લોકની નિવાસિની હતી.

સામે બેઠેલા યુવકે અજાણતાં જ માથું હલાવ્યું, 'નિઃસંદેહ આ શબ્દો તેને માટે યોગ્ય છે.' તે યુવક મનમાં બોલી ઊઠયો, 'ખરેખર તે કોઈ બીજી દુનિયાની રહેનારી છે. તેની સ્થિતિ પોતાનો રસ્તો ભૂલી જતાં, સ્વજાતીય બંધુઓથી વિખુટા પડી, પોતાથી સર્વથા વિભિન્ન અને વિજાતીય ટોળામાં દાખલ થનાર પક્ષી જેવી હતી.'

'પરમાત્માની સૃષ્ટિમાં ફક્ત આ લોક એક જ નથી. આપણી દુનિયાથી તદ્દન નિરાળા એવા બીજા કેટલા ય લોક છે. કંચન તેમાંના કોઈ એક લોકની નિવાસિની હતી. કદાચ તમે મારી વાતનો આશય નહિ સમજ્યા હો ?'

'ના, ઘણી સારી રીતે સમજ્યો છું.' યુવક બોલ્યો. 'એકવાર મને પણ આવી એક સુંદરી મળી હતી. તે પણ કોઇ બીજા જ લોકની જણાતી હતી.'

'પણ હું સમજી શકતી નથી,' ચંપા પુનઃ પોતાનો કિસ્સો કહેવા લાગી. 'કંચન બીજા લોકની નિવાસિની હોવા છતાં શા માટે સમજી ન શકી કે પરમાત્માની વાણી પ્રકાશિત કરવાને મારો જન્મ થયો છે. એ વાતનો વિચાર કરવા હું એક ઝાડ નીચે બેઠી હતી, પણ થોડી વારમાં ત્યાં બીજી છોકરીઓ આવી ચડી અને વ્યંગમિશ્રિત સ્વરમાં મારી મજાક ઉડાવવા લાગી. 'આ તો જુઓ, કંચન તેના તરફ જોતી નથી એટલે તે એકાંતમાં રડે છે,' એક છોકરી બોલી, 'ચંપાના વાળ તો જરા સમા કરો. કેવા વિખરાયેલા છે—જાણે જંગલની ઝાડી.'

હું કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના શાંતિથી બેસી રહી, પણ છોકરીઓએ મારો પીછો ન છોડયો. 'જરા તેના રંગઢંગ તો જુઓ,' એકે કહ્યું, 'જાણે ઊંટના અઢારે વાંકાં અને અવાજમાં તો જાણે ખિજાયેલ કાબર.'

મારી સહનશીલતાની હદ આવી ગઈ. તેમની કાતિલ વાતો સાંભળી મારી આંખોમાં આંસુ ઊભરાઇ આવ્યાં અને પાલવમાં મોં છુપાવી હું ડૂસકે ને ડૂસકે રોવા લાગી.

પણ બીજી જ ક્ષણે કોઈ મુલાયમ હાથે મારો ચહેરો ખુલ્લો
યો. મેં ઊંચી નજર કરી જોયું તો મારા આશ્ચર્યની સીમા
રહી. ખુદ કંચન મને આશ્વાસન આપતી હતી અને રજા
છી પોતાની સાથે ફરવા આવવાનો આગ્રહ કરતી હતી.

તે વખતે મને જે સુખનો અનુભવ થયો તેનું વર્ણન
રવાને મારી પાસે શબ્દો નથી. હું જાણતી હતી કે કંચન
વળ દયાથી પ્રેરાઈને મારા તરફ આટલું બધું વ્હાલ પ્રદર્શિત
રતી હતી, છતાં હું તેના પ્રેમપાશમાં બંધાઇ ગઇ.'

'અને હું પણ તે જ ક્ષણે તેના પ્રેમપાશમાં બંધાઇ ગયો.'
ામે બેઠેલા નવયુવકે તે દિવસના તેનાં મીઠા વચનો અને મધુર
ાસ્ય યાદ કરતાં મનને કહ્યું, 'હું જાણું છું, તેણે દયાથી પ્રેરાઇને
ને મીઠાં વચનો કહ્યાં હતાં.'

'ઓ કંચન!' તે યુવક અર્ધસ્વગત સ્વરે ગણગણ્યો. 'આવા
દર વેશમાં મારી સમીપ આવીને તું શા માટે મને તલસાવે
? તારી સ્મૃતિ ચિત્તમાંથી ભૂલવાને હું મથું છું, છતાં શા માટે
મને સતાવે છે ?'

આ તરફ ચંપાની વાત ચાલુ હતી. 'નિશાળમાંથી છૂટી
ાતાં અમો બંને ફરવા ગયા. રસ્તામાં મને કંચને ઉત્સુકતાથી
છ્યું, 'શું તેં જ તે દિવસે મારા મકાન પર સ્વર્ગીય સંગીત
ભળ્યું હતું ?' અને રજેરજ બીના કહી સંભળાવવા તેણે મને
ાગ્રહ કર્યો. મેં તેને બધી હકીકત સંભળાવી અને કહ્યું, 'એક
વસે આ સારાય જગતને હું દિવ્ય સંદેશો આપીશ.' આથી
ન હસી, ન આશ્ચર્યાન્વિત થઈ, પણ તે નમ્રતાથી બોલી,
ચંપા, મારી સૌથી પ્રબળ ઇચ્છા મારું જીવન આખું દેશસેવામાં
પૂર્ણ કરવાની છે. મારો વિચાર અપરણિત રહેવાનો છે. કદાચ
પરણિત રહેવાની વાત મારા માતાપિતા ન માને તો હું યોગ્ય
તેની સાથે લગ્ન કરી, જે કાંઇ વખત મળશે તે દરમિયાન
ાસેવા કરીશ.'

'જ્યારે કંચને મને આ વાત કરી, ત્યારે તે કેટલી સુંદર દેખાતી હતી, કેટલી મહાન!'

સામે બેઠેલા યુવકની આંખો અદ્‌ભુત પ્રકાશથી ચમકી ઊઠી. 'તમારી વાત સાંભળીને હું એટલો બધો પ્રસન્ન થયો છું કે તેની તમને કલ્પના પણ નહિ આવી શકે!' યુવક ચંપા તરફ જોઇ બોલ્યો.

'ખરેખર?' ચંપા પ્રસન્ન થઈ બોલી ઊઠી. 'હું તો સમજતી હતી કે તમે મારી વાત સાંભળી કંટાળી જશો.'

'ના, ના, તમારી એ ધારણા ખોટી છે. તે વિષે આખે રસ્તે વાત કર્યા કરશો તો પણ મને સંતોષ નહિ થાય.' યુવક બોલ્યો. 'હાં. કહો, પછી શું થયું? પછી તમે બંને મિત્રતાના પાસથી બંધાઇ ગયાં, એમ જ ને?'

'હા,' ચંપાએ જવાબ આપ્યો. 'તે દિવસે છૂટી મળતાં અમે બંને નદી કિનારે ફરવા ગયાં. નદી આવતાં કંચને મને કહ્યું, 'મને હોડીની સહેલગાહ કરવાનું બહુ મન છે, પણ મારાં માતાપિતા હોડીમાં બેસવાની રજા આપતાં નથી.'

સામે બેઠેલા યુવકે પોતાનું મસ્તક ઝુકાવી હાથ વડે મોં ઢાંકી દીધું. 'ખરેખર, કંચનને હોડીમાં બેસવાની પ્રબળ ઉત્કંઠા હતી.' યુવક મનમાં બોલ્યો, 'તેણે મને કહ્યું હતું કે હું દશ વર્ષની હતી, ત્યારથી હોડીમાં બેસવા તલસી રહી છું. મારી ચિરવંચિત આશા આજે પૂરી થાય છે. ભગવાને તેની ચિરવંચિત આશા પૂર્ણ કરવાનું સૌભાગ્ય મને આપ્યું. મેં મારા જીવનમાં ઓછામાં ઓછું એક સત્કાર્ય તો જરૂર કર્યું છે. એક માનવીની ચિરવંચિત કામના પૂરી કરવામાં મેં સહાય કરી છે.'

આ તરફ ચંપા વગર અટકયે બોલ્યે જતી હતી. 'ફરતાં ફરતાં એક દિવસ મને વિચાર આવ્યો કે ઉનાળાની રજામાં અમે વિખુટાં પડી જઈશું. આ વિચારથી હું નિરાશ થવા લાગી, પરંતુ

ઉનાળાની રજામાં કંચન દરરોજ મારે ત્યાં આવતી હતી અને અમે ફરવા જતાં. આ પ્રમાણે કેટલી ય ઉનાળાની રજાઓ આવી અને ગઈ. એ દિવસો મારા જીવનમાં સૌથી અધિક સુખી દિવસો હતા.'

યુવકથી નિ:શ્વાસ નંખાઇ ગયો. 'કંચન!' તે યુવક ગણગણ્યો, 'યૌવન અને સૌંદર્યનું આ અનિંદિત રૂપ લઇને શા માટે મારી સ્મૃતિપર ખડી થાય છે? મેં તને ભૂલવાને કેટલી ય વાર પ્રયત્ન કર્યો? કેટલી ય વાર વિચાર કર્યો કે તું પ્રૌઢા છે, બાળકની માતા છે અને પતિને પ્યાર કરનારી પત્ની છે, છતાં તું શા માટે યૌવનની આ નવીનતા લઇ મારી સમીપ આવે છે?'

'હવે મારી અને તેની મિત્રતાનો અંત કેવી રીતે આવ્યો એ કહું.' ચંપાએ કહ્યું, 'અમારી મિત્રતા બંધાયાંને ચાર વર્ષ થયાં હતાં. એક દિવસે બપોરે હું ઘરમાં બેઠી હતી. વસંતના દિવસો હતા. હું પૂર્વ દિશાની બારી આગળ બેસી ચારે તરફ જોતી હતી. દરમિયાન મને સામેના ટેકરા ઉપર એક લાલ રંગનો બંગલો દેખાયો. મારા સમજવામાં ન આવ્યું કે એ ભવ્ય ઈમારત ક્યાંથી ઓચિંતી ત્યાં ખડી થઇ ગઈ હતી! એ મકાન બે માળનું હતું. એક તરફ ગાયોની ગમાણ અને ઘાસચારો રાખવાની ઓરડી હતાં; બીજી તરફ રસોડું અને દિવાનખાનું હતાં. સામે નાસપતિનાં વૃક્ષ હતાં. પાસે એક લાંબી પહોળી વખાર હતી. તેની દિવાલો પત્થરની બનેલી હતી. વખાર પર એક ઓરડી હતી. પણ સૌથી અજબ વાત તો એ હતી કે પાસે જ એક જુનું પુરાણું વૃક્ષ હતું. તેની ડાળીઓ એવી તો વિચિત્ર ફેલાયેલી હતી કે જોનારના દિલમાં ભય ઉત્પન્ન થતો.'

'બેઠાં બેઠાં આખો દિવસ પર થઈ ગયો અને સંધ્યાનું આગમન થયું. માતાપિતા મંદિરથી ઘેર પાછા ફર્યાં. માએ પિતાને કહ્યું, 'ખરેખર ચંપાની દશા શોચનીય છે,' અને પિતાએ આ શબ્દોનો અર્થ સમજ્યા વગર 'હા' માં 'હા' મીલાવી. પણ હું જાણતી હતી કે બન્નેના શબ્દોના આશય જુદા હતા.'

'સંધ્યા વીતી ગઇ અને અંધકારનું આગમન થયું, પણ લાલ બંગલો ત્યાંનો ત્યાં કાયમ હતો. તે હવે એટલો નિકટ જણાતો હતો કે તેમાં પ્રવેશ કરવામાં કાંઈ અડચણ આવે એમ ન હતું, કૂતરો, પોપટ તથા રાચરચિલું–બધુંય સ્પષ્ટ દેખાતું હતું. બંગલો ભવ્ય હોવા છતાં ઉજ્જડ અને સૂમસામ હતો. ચારે તરફ ગંભીર નિસ્તબ્ધતા ફેલાયલી હતી.'

'એ બધું જોઇ હું વિચારમાં ગરકાવ થઇ ગઈ, પણ સૌથી આશ્ચર્યકારક વસ્તુ દેખાવાની હજુ બાકી હતી. છૂટી જમીનને ફરતો કોટ હતો. કોટમાં એક દરવાજો હતો. તે દરવાજાનો એક થાંભલો તદ્દન નવો હતો અને બીજો એટલો તો જૂનો અને એટલો તો સડેલો હતો કે જો તેને ટેકા મૂકયા ન હોત તો તે કયારનો ય જમીનદોસ્ત થઇ તેના ભૂક્કા ઊડી ગયા હોત. આ અજબ થાંભલા પર દૃષ્ટિ પડતાં જ મારા શરીરમાં કંપારી ફેલાઇ ગઇ. પુનઃ તે દરવાજા તરફ જોવાનું મારામાં સાહસ ન રહ્યું.'

'મેં આંખો મીંચી બારીમાંથી મોં ફેરવી લીધું. વિચાર્યું : થોડીવારમાં આ ભ્રાંતિ વિનષ્ટ થઇ જશે. પણ તે મકાન, તે બગીચો, તે દરવાજો કાયમ જ રહ્યાં. ત્યાં પ્રત્યેક વસ્તુ સાફ અને વ્યવસ્થિત હતી. જો ત્યાં કોઇ કઢંગી વસ્તુ હોય તો તે પેલો સડેલો થાંભલો જ હતો.'

'મેં ત્યાંથી આંખો હડાવી લેવા પ્રયત્ન કર્યો. મને જણાયું કે તે મકાન જનશૂન્ય નહોતું. વખાર ઉપરની નાની ઓરડીની બારીમાંથી એક વૃદ્ધાએ જૂનાપુરાણા થાંભલાને અનિમેષ દૃષ્ટિએ જોતી હતી. તે નહોતી હાલતીચાલતી કે નહોતી બોલતી. પત્થરની પ્રતિમા સરખી તે સ્થિર બેઠી હતી. તેને મોંઢે કરચલીઓ પડેલી હતી અને વાળ રૂની પૂણી જેવા સફેદ હતા.'

'અજ્ઞાતભયથી મારું હૃદય ધ્રૂજી ઊઠયું. મને તે વૃદ્ધા થાંભલા કરતાં પણ વધુ ભયંકર લાગી. ભયની મારી હું પરમાત્માના નામનું રટણ કરવા લાગી, પણ મારી ભીતિ ઓછી ન થઈ.'

'માતાપિતા રસોડામાં વાતો કરતાં હતાં. મા કહેતી હતી, 'નિસંદેહ આ વાત ચંપાને અસહ્ય લાગશે, પણ એ હજુ અણસમજુ બાળક છે.'

'બરાબર છે,' પિતા બોલ્યા.

'પછી પિતાજી નિશ્વાસ મૂકી હુક્કો ગગડાવવા લાગ્યા. હું સમજી ગઇ કે તેમનું બોલવું યોગ્ય હતું. જરૂર મારે માથે કોઈ અનિષ્ટ આવવાનો સંભવ છે, એમ મારી ઉદાસીનતા જોઇ મેં વિચાર કર્યો.'

'અચાનક મને કંચનની યાદ આવી. થોડા મહિના પહેલાં તે મને પોતાની સગાઇની વધામણી કહેવા આવી હતી. કેટલા હર્ષપૂર્વક તેણે જણાવ્યું હતું કે તેનો ભાવિ પતિ–પૂજારી પતિ–તેને યોગ્ય હતો!'

'વસંતપંચમીનું તેમનું લગ્ન લેવાયું હતું. મને તો હજુ સુધી એ જ ખ્યાલ હતો કે કંચન અવિવાહિત રહી દેશસેવા કરવા ઇચ્છતી હતી.'

'થોડીવારમાં મારી સામે આ બધી વાતો ખડી થઇ ગઇ. વિચાર્યું કે જરૂર, હવે તે વૃદ્ધા અદ્રશ્ય થઈ ગઇ હશે. પણ અફસોસ! વૃદ્ધા તો ત્યાંની ત્યાં જ હતી. પછી એ વૃદ્ધા ઊઠી ઊભી થઇ તથા રોષ અને ગ્લાનીયુક્ત ભાવે મારી સામે ડોળા કાઢી ધમકીભરી નજરે થાંભલા તરફ સંકેત કરતી કહેવા લાગી, 'જે કોઇ થાંભલાને અડવાનું દુઃસાહસ કરશે, તેનું લોહી પીધા વગર હું નહિ જંપું.'

'વૃદ્ધાનો ચહેરો ભયંકર હતો, પણ તેની અસહાયતા અને દુઃખ જોઇ મારા હૃદયમાં તેના પ્રતિ દયાનો ભાવ ઉભરાયો. હું રોવા જેવી થઇ ગઈ, પણ એટલામાં તે વૃદ્ધા અને મકાન અદ્રશ્ય થઇ ગયાં.'

'ભાન ઠેકાણે આવતાં મેં નદી તરફ નજર કરી, તો મારા ઘર તરફ બે માણસો આવતા દેખાયા. પ્રગાઢ અંધકાર હોઈ તેમના ચહેરા સ્પષ્ટ દેખાતા નહોતા, છતાં તેમને પીછાણતાં મને વાર ન લાગી. કંચન અને તેનો ભાવિ પતિ મારે ત્યાં આવતાં હતાં.'

'થોડીવારમાં બંને મારે ત્યાં આવી પહોંચ્યાં. બંનેના વદન પર હર્ષની રેખાઓ નાચતી હતી. નવીન સુખની કલ્પનાથી બંનેનો હર્ષ સમાતો ન હતો.'

'તમારું જ નામ ચંપાને ?' પાસે આવી પૂજારી હાસ્ય વેરતા બોલ્યા. 'તમે સ્વપ્નમાં દરેકનું ભૂત તથા ભવિષ્ય કહી આપો છો, તે જાણી હું તમને મળવાને ઘણો આતુર હતો.'

'અને તે ખડખડાટ હસી પડયો, સાથે કંચન પણ હસી પડી. હું અનિમેષ નયને તેની સામે જોઈ રહી. મારી ગુપ્તાતિગુપ્ત વાત અજાણ્યા માણસને કરવા બદલ મને કંચન પર ક્રોધ ઉપજ્યો.'

'કંચને મને દગો દીધો હતો !'

ચંપાનો અવાજ ઉત્તેજિત થઈ રહ્યો હતો. અવાજમાં તેની આંતરિક વેદના તરી આવતી હતી.

સામે બેઠેલા યુવકે ઉદાસીનતાભર્યું હાસ્ય હસી ચંપા સામે જોયું. 'પણ તમારે સમજવું જોઈતું હતું કે પોતાના પ્રેમીના ચરણોમાં કંચને પોતાનું બધું ન્યોચ્છાવર કર્યું હતું.' યુવકે કહ્યું.

'તમારું કહેવું બરાબર છે,' ચંપાએ જવાબ આપ્યો. 'પણ તે વખતે મને કંચન ઉપર ક્રોધ ઉપજ્યો હતો. મારો ક્રોધ જોઈ મારા વતી મારી માએ જવાબ આપ્યો.'

'ચંપા પર અમારા કુળદેવતાનો હાથ છે......'

માને જવાબ આપતી જોઈ, 'આવા માણસ સાથે વાત કરવાનું કોઈ પ્રયોજન નથી,' એમ કહેવાનું મને મન થયું, પણ હું કાંઈ બોલી ન શકી.

પૂજારીએ અમારી તરફ તીવ્ર દ્રષ્ટિપાત કર્યો અને ભારે અવાજે ઉપદેશકની અદાથી વચ્ચે બોલવું શરૂ કર્યું, 'આખો દેશ પરદેશીઓની એડી નીચે ખુંદાય છે એવે વખતે ' મારું કુળ, મારું કુળ ' કરવાનો વખત નથી.'

અને ઓરડામાં વિચિત્ર શાંતિ છવાઇ ગઇ.

મેં કંચન તરફ જોયું. તે પ્રશંસાત્મક ભાવે તેના પતિ તરફ જોઇ રહી હતી. કદાચ તે એમ પણ વિચાર કરતી હોય કે પૂજારીએ જે કાંઇ કહ્યું હતું તે મારા ભલા માટે જ કહ્યું હતું.

' તે વખતે મારા દિલમાં જે દુઃખ થયું તે કોને કહું?' કંચનને મારી તરફ મોં મચકોડતી જોઇ મારા હૃદયના ટુકડા થઇ રહ્યા હતા.'

સામે બેઠેલા યુવકે દબાયલા અવાજે કહ્યું, ' તેણે પોતાને માટે નહિ, પણ પોતાના પતિ માટે એવો વિચાર કર્યો હશે. એ જ તેના હૃદયની મહત્તા હતી.'

પણ ચંપાએ તે યુવકના બોલવા તરફ ધ્યાન ન આપ્યું. તેનું કથન ચાલુ હતું. ' પછી તો પૂજારીએ મારા માટે જેમ ફાવે તેમ બોલવા માંડ્યું, છતાં મેં તેમને એક અક્ષર પણ ન કહ્યો. કંચને મને બોલાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ મારી જબાનનું તાળું ન ખૂલ્યું. આખરે તેમણે વિદાય લીધી. તેમના ગયા પછી મેં છૂટકારાનો દમ ખેંચ્યો, પણ ત્યાં તો મેં કંચનને પુનઃ ઘર તરફ આવતાં જોઇ. એ પોતાનો રુમાલ ભૂલી ગઇ હતી...'

એકદમ અજાણ્યા યુવકના ચહેરાનો ભાવ બદલાઈ ગયો. ' આમ એકધ્યાનથી તને કંચનની વાત સાંભળવાનો શો અધિકાર છે?' યુવકે મનને પૂછ્યું, ' શાંત પડેલો આવેશ જો ફરી જાગશે તો યાદ રાખજે કે તેનું પરિણામ દુઃખમાં જ પરિણમશે. યાદ કર ૭ વર્ષ પહેલાના દિવસો. આખો દિવસ સરોવરના કિનારા

પરની ખડકોમાં છુપાઈ પ્રેમનાં સ્વપ્ન નિહાળતો રખડતો હતો અને કંચનની યાદ તારા હૃદયને......'

ચંપા એકીશ્વાસે બોલતી હતી, 'કંચને મને આવતાંની સાથે જ પૂછ્યું કે કેવું અસાધારણ વ્યક્તિત્વ? શું આ પહેલાં તેં કદી આવી જ્વલંત વાણી સાંભળી હતી?'

પણ મેં કંચનને જવાબ ન આપ્યો. જવાબ ન મળવાથી તે બારણા તરફ ફરી અને ઘરની બહાર નીકળી ગઈ, પણ મારાથી ચૂપ ન રહેવાયું. હું બૂમ પાડી કંચનની પાછળ દોડી. 'કંચન! તું પૂજારી સાથે લગ્ન ન કરીશ. તે તને દુઃખી દુઃખી કરી મૂકશે.'

કંચન ઊભી રહી અને આશ્ચર્યચકિત બની મારા તરફ જોઈ રહી. 'તારા કહેવાની હું મતલબ સારી પેઠે સમજુ છું.' કંચન બોલી. 'કોઈ આપણા ભલા માટે બે વેણ કહે એમાં તને ખોટું શાનું લાગે છે?'

જવાબ આપ્યા વગર ઘરમાં આવી મેં પથારીમાં પડતું મૂક્યું. ખબર નથી, કેટલો સમય હું પથારીમાં પડી રહી. ઠંડી પડતી હતી, છતાં ઊઠીને ઓઢવાનું ન લીધું. કલાકો પર્યંત ડૂસકે ને ડૂસકે રડી. મને લાગ્યું કે કંચને મારી સાથે વિશ્વાસઘાત કર્યો હતો. પહેલાંનો પ્રેમ, મિત્રતા સદાને માટે ભૂંસાઈ ગયાં હતાં. મિત્રતાનું કડવું ફળ ચાખવાનો મારા જીવનમાં આ પહેલવહેલો પ્રસંગ હતો.'

ચંપાનું ગળું રૂંધાઈ ગયું અને ચહેરા પર ગંભીર વેદના દેખાવા લાગી.

# પ્રકરણ ૧૩ મું

'આ પહેલાં મારે તમને મારી સ્થિતિ સંબંધી વાત કરવાની છે.' સામે બેઠેલા યુવક સામું જોઈ ચંપાએ કહ્યું.

'હા, હા, નીશ્ચિંતપણે કહો.' યુવક બોલ્યો, 'આપણે કાંઈ સમયની ખોટ નથી.'

'વારુ, સાંભળો ત્યારે.' ચંપાએ કહેવું શરૂ કર્યું, 'એ જ વર્ષની વાત છે. વર્ષાઋતુ હતી. હું અને મારાં માતાપિતા ઘરની સામે ચોગાનમાં બેઠાં હતાં. દરમિયાન અચાનક વરસાદ એટલા જોરથી પડવા લાગ્યો કે જો અમે દોડીને ઘરમાં પેસી ગયાં ન હોત તો પાણીથી તરબોળ થઈ ગયાં હોત.'

'ઘરમાં પગ મૂકયે એક મિનિટ પણ નહિ થઇ હોય, ત્યાં તો બારણું ઊઘાડી બે માણસો અંદર આવ્યા. તેમણે વરસાદ બંધ થાય ત્યાં સુધી ઘરમાં ઊભા રહેવા દેવા વિનંતી કરી. પિતાએ તેમની વિનંતી માન્ય કરી.'

'એ બે માણસોમાંનો એક વાચાળ હતો અને બીજો શાંત હતો. શાંત માણસ પૂર્વદિશાની બારી પાસે જઇ ઊભો રહ્યો અને અનિમેષ દૃષ્ટિએ બારી બહાર જોઇ રહ્યો.

તેને એકાગ્રતાપૂર્વક બહાર તાકી રહેલો જોઇ મને ખૂબ આશ્ચર્ય થયું. હું સમજી ન શકી કે તે કઇ વસ્તુ તરફ આટલી ઉત્સુકતાથી જોઇ રહ્યો હતો. બહાર પાણીના ધોધમાર વરસાદ સિવાય બીજું કાંઇ દેખાતું ન હતું. તેનું ધ્યાન કઈ વસ્તુ તરફ હતું, તે જોવા હું પણ ઉત્સુક હૃદયે બારી પાસે જઇ ઊભી રહી, પણ મૂશળધાર વરસાદ સિવાય મને બીજું કાંઇ ન દેખાયું. આકાશમાં કાળાં વાદળાં દોડતાં હતાં. નદીકિનારો પણ મહામુશીબતે દેખાતો હતો.'

ઘણા સમય સુધી હું ચૂપચાપ જોઇ રહી. મારા મનમાં જૂનાપુરાણા વિચાર ઊડવા લાગ્યા. મને એ દિવસ યાદ આવ્યો કે જ્યારે સાંજના સમયે હું આ પ્રમાણે બેઠી હતી અને અચાનક મારી નજરે નદીમાં તરતાં હોડકાં, જમીન પર દોડતી રેલ્વેગાડીઓ, મોટાં મોટાં સુંદર નગરો, વરઘોડા, રાજાની સ્વારીઓ, પરીઓનાં નૃત્ય વગેરે દેખાતાં હતાં. તે વખતે રાત્રિનો અંધકાર મારી દૃષ્ટિનો માર્ગ રોકી શકયો ન હતો; પણ હવે તે દિવ્યદ્રષ્ટિ 'કયાં' હતી! હું મારા દિવ્ય નેત્રો ગુમાવી ચૂકી હતી. હવે નથી સંભળાતા એ અલૌકિક સંદેશા કે નથી દેખાતાં એ પારલૌકિક દ્રશ્યો. મારા જીવનમાં જરા ય ઉલ્લાસ રહ્યો ન હતો.

ધીમે ધીમે મારા વિચારો અધિકાધિક ઉદાસ થવા લાગ્યા. મારા સંતપ્ત હૃદયને સાંત્વન આપનાર કોઇ ન હતું. કંચન એકાદ બે દિવસમાં સાસરે જવાની હતી. તેણે મને તેની સાથે જવા આગ્રહ કર્યો હતો, પણ મેં તેને સ્પષ્ટ ના પાડી હતી. તેની સાથેનો મારો સંબંધ પહેલાં જેવો નહોતો રહ્યો. તે મારા માટે અલૌકિક વસ્તુ નહોતી રહી. તેની અસાધારણતા મટી ગઇ હતી.

હું વિચારોમાં મગ્ન હતી, દરમિયાન કોઇનો પગરવ સાંભળી હું ચમકી ઊઠી. મેં જોયું કે બારી પાસે ઊભેલો માણસ ભીંજાયેલાં કપડે મારી પાછળ ઊભો હતો.

'આ બારી તો અદ્દભુત છે.' બારી તરફ આંગળી કરી તે માણસ બોલ્યો. 'તમને પણ મારા જેવું જ કાંઇ દેખાય છે?'

'ના, મને તો કાંઇ દેખાતું નથી.' હું બોલી, 'તમે આ બારીને શાથી અદ્દભુત કહો છો?'

'અદ્દભુત!' તેણે આશ્ચર્યથી પૂછ્યું, 'અહીંથી ઘણે દૂર આવેલા દેવળી ગામનો બંગલો આ બારીમાંથી દેખાય છે, એ શું અદ્દભુત દ્રશ્ય નથી?

'બંગલો?' મેં ચમકીને પૂછ્યું, 'કેવો બંગલો? એ બંગલાની સામે નાસપાતીનાં ઝાડ છે, શું તેના એક દરવાજાનો એક થાંભલો સડી ગયેલો છે અને બારીમાંથી એક વૃદ્ધા તાકી રહી છે?'

'હા, હા, એ જ!'

'અને તે વૃદ્ધા અનિમેષ દ્રષ્ટિએ તે થાંભલા તરફ તાકી રહી છે?'

'હા, હા, જાણે થાંભલાની ચોકી કરતી હોય એવી રીતે તેને તે તાકી રહી છે.'

તે અજાણ્યા માણસના ચહેરા પર પરસેવાનાં બિંદુઓ બાઝવા લાગ્યાં અને તેનો ચહેરો મડદા જેવો ફીક્કો પડી ગયો. મારા તરફ ફરી તે બોલ્યો, 'પણ...પણ તમે તો કહેતાં હતાં ને કે તમને કાંઇ દેખાતું નથી?'

'હા, હવે મને કાંઇ દેખાતું નથી.' મેં કહ્યું, 'ગયા વર્ષે વસંત ઋતુમાં આવું જ મકાન મને એ બારીમાંથી દેખાયું હતું.'

'અરે! તે વૃદ્ધા મને જોઇ ગઇ!' અજાણ્યો બારી બહાર જોઇ બૂમ પાડી ઊઠયો. 'હાય! હાય! હવે મારું શું થશે?'

તેની બૂમ સાંભળી મારાં માતાપિતા ત્યાં દોડી આવ્યાં.

થોડીવારમાં વરસાદ બંધ રહી ગયો અને વાદળાના કાળા ઢગલા વિખરાઇ ગયા. નદીકિનારો પુનઃ સ્પષ્ટ રૂપે દેખાવા લાગ્યો અને ઓરડામાં સૂર્યનાં કિરણો પણ પૂર્વવત્ રમવા લાગ્યાં. આકાશ ઊઘડેલું જોઇ, તે વાચાળ માણુસ પોતાના સાથી પાસે આવી બોલ્યો, 'અશ્વિન, વરસાદ રહી ગયો છે, હવે આપણે જવું જોઇએ!'

'અરે! આ તો બીધો લાગે છે!' તેનો સાથી અમારી પાસે આવી બોલ્યો. 'તેણે જે મકાન હમણાં જોયું, તે કાલ્પનિક નથી. કેટલા ય જમાના પૂર્વે અમારા વડવાઓ એ મકાનમાં રહેતા હતા.'

'એ ગામનું નામ શું?' મેં પૂછ્યું.

'એ ગામનું નામ દેવળી છે. હું તો ફક્ત એટલું જ જાણું છું કે અમારા પરિવારમાં લોકો મોટે ભાગે આત્મહત્યા કરી મરણ પામે છે. મારા પિતાનું પણ એવી જ રીતે અકાળ મરણ થયું હતું. મારા દાદા, દાદી અને બાએ પણ આત્મહત્યા કરી હતી.' આ સાંભળી અમે કંપી ઊઠયાં.

તે પુનઃ કહેવા લાગ્યો, 'એ વિષે લોકોમાં એક જૂની વાત પ્રચલિત છે. કહેવાય છે કે પહેલાં દેવળીના નિવાસીઓ ઘણા ધનવાન હતા, તેમ જ તેઓ ઘણા ઘમંડી અને અભિમાની પણ હતા અને વાતવાતમાં જેનું તેનું અપમાન કરતા પણ તેઓ ખચકાતા નહોતા. એક દિવસ મંદિરના પૂજારી સાથે નજીવી બાબતમાં ઝઘડો થતાં, તેમણે તેનું ખૂન કર્યું. ત્યારથી ત્યાંના નિવાસીઓને શ્રાપ લાગ્યો છે ને દેવળીનો દરેક નિવાસી અકાળ મરણ પામે છે...'

'એ તે વળી કેવો ન્યાય?' મારી મા બોલી ઊઠી, 'અપરાધીની સાથે નિર્દોષને પણ ફાંસી!'

'બરાબર, એ જ વાત મારી સમજમાં પણ નથી આવતી.' તે માણસ બોલ્યો, 'અમારા પરિવારમાંથી ઘણા ખરા આપઘાત કરી મરણ પામે છે, તેનું કારણ એ વૃદ્ધા છે એમ કહેવાય છે. તે વૃદ્ધા એ પૂજારીની મા થાય. તે આ વાતથી વાકેફ હતી. તેણે પોતાના હાથે મૃતદેહને દરવાજા નીચે અગ્નિદાહ કર્યો હતો. ત્યારથી વખારની ઉપરની કોટડીમાં બેસી રાતદિવસ તે આ દરવાજાની ચોકી કરે છે. દેવળીના લોકો પોતાનું મૂળ નિવાસસ્થાન ત્યજી ગમે ત્યાં ફરતા ફરે છે, છતાં હજી તે વૃદ્ધા તેમનો પીછો મૂકતી નથી. જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં ત્યાં તે વૃદ્ધા તેમની નજરે પડે છે. લાગે છે કે આખા પરિવારમાંથી એકની પણ જડ બાકી નહિ રાખે.'

'પણ આ વસ્તુસ્થિતિ હંમેશને માટે કાયમ રહે તે તો ઘણું જ ખરાબ કહેવાય.' મા પુનઃ બોલી, 'શ્રાપનિવારણ કરવાનો કોઇ ઉપાય તો હશે જ?'

'તમારું કહેવું બરાબર છે.' તે બોલ્યો, 'અમારામાંથી કેટલા ય માણસોએ તે માટે જપ, જાપ, યજ્ઞ, અનુષ્ઠાન વગેરે ખૂબ કર્યાં, પણ તેનું પરિણામ કાંઈ ન આવ્યું. છેવટે બે માણસોને વિચાર આવ્યો કે જો તેઓ પૂજારી બને તો કદાચ આ શ્રાપ મટી જાય. એ વાત પણ તે વૃદ્ધાને માન્ય નથી. તેમાંનો એક પૂજારી બન્યા બાદ એક જ માસમાં આપઘાત કરી મરણ પામ્યો.'

'અને બીજો?' મેં ઉત્સુક થઇ પૂછ્યું.

'તે આજે કાવિઠામાં પૂજારી છે. તેણે તમારા ગામના પૂજારીની છોકરી સાથે લગ્ન કર્યાં છે.'

આ દરમિયાન ચંપાની સામે બેઠેલો યુવાન ચમકી ઊઠયો. ગાડી એક નાના સ્ટેશને ઊભી રહી. યુવક હાંફળોફાંફળો ગાડીમાંથી એકદમ ઊતરી ગયો, પણ ચંપાને તેની ખબર ન પડી. બોલતાં બોલતાં ચંપાના મોં પર અજબ પ્રકાશ ઝળકી ઊઠયો. તે અચકાતાં અચકાતાં બોલી, 'અરે! મને કાંઇક દેખાય છે...'

ત્યાં સુધીમાં તો પેલો અજાણ્યો યુવક પ્લેટફોર્મના ઝાંપા પાસે પહોંચી ગયો હતો. ચંપાએ ભાનમાં આવતાં યુવકની તપાસ કરવા ચારે તરફ જોયું, પરંતુ તે દરમિયાન યુવક તો સ્ટેશનની બહાર નીકળી ગયો હતો.

---

## પ્રકરણ ૧૪ મું

એ જ દિવસે જલીયાની સડક પર ભાડાની ઘોડાગાડી ખડખડાટ કરતી દોડતી હતી. તેમાં ચંપા બેઠી હતી. તે ચારે તરફનું દશ્ય નિહાળી વિચાર કરતી હતી, 'હે ભગવાન! આ સ્થળ તો કાવિઠા કરતાં પણ ખરાબ છે. મકાન પણ દૂર દૂર આવેલાં છે. આવા સ્થળે તે શી રીતે રહી શકાય?'

'કંચન અને પૂજારીએ શું જોઇ આ સ્થળ પસંદ કર્યું હશે?' ચંપા આશ્ચર્ય પામી સ્વગત બોલી. 'આના કરતાં તો કાવિઠા લાખ દરજ્જે સારું હતું. તો પછી અહીં રહેવા આવવાનું કારણ શું હશે?' ધીમે ધીમે એ સૂનું સ્થળ ચંપાના મન પર પોતાનો પ્રભાવ જમાવતું હતું. 'નહિ, નહિ, આવા નિર્જન સ્થળમાં કંચનના દિવસો મહામુશીબતે પસાર થવા જોઇએ.' ચંપાની તરંગમાળા દોડતી હતી. 'ત્યારે શું મારે વિલે મોંએ ઘેર પાછા ફરવું પડશે?'

'કદાચ હું તેમને ભારરૂપ થઇ પડીશ તો?' ચંપાને પોતાની ઉતાવળ અને અદૂરદર્શિતા બદલ પસ્તાવો થયો. તે કંચનને ત્યાં વણનોતરી જતી હતી. ન'તો ચંપાએ પોતાના આગમનની ખબર કંચનને મોકલી હતી કે ન'તો તેણે તે સંબંધી કોઇ જાતનો પત્રવ્યવહાર કર્યો હતો. કંચનને પિયર ત્યજે છ વર્ષ થયાં હતાં. તે દરમિયાન ચંપાએ કંચનને ન'તો જોઈ હતી કે ન'તો તેને કંચનના કાંઈ સમાચાર મળ્યા હતા. ફક્ત કંચનને પુત્રી આવી ત્યારે ચંપા પર કંચનનો પત્ર આવ્યો હતો. તેમાં તેણે ચંપાને આમંત્રણ પાઠવ્યું હતું. પણ ચંપા તેની સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખવા ઇચ્છતી નહોતી, એટલે આમંત્રણ મળવા છતાં તે ત્યાં નહોતી ગઇ. થોડા દિવસ પછી કંચનની પુત્રીના મૃત્યુના સમાચાર આવ્યા ત્યારે તેને ઘણો પસ્તાવો થયો. 'હું ત્યાં ગઇ હોત તો છોકરી મરવા ન પામત. કદાચ એથી કંચને નારાજ થઇ મારા પર ફરીથી પત્ર લખ્યો નહિ હોય.'

જેમ જેમ વિચારોની તરંગમાળા આગળ વધવા લાગી તેમ તેમ ચંપાનું હૃદય ભારે થતું ગયું. તેને થયું, 'મારો ફેરે નકામો તો નહિ જાય ને?' ચંપા પોતાનું વેરાઇ ગયેલું સાહસ એકઠું કરવા લાગી, 'જે થવાનું હશે તે થશે......'

'આ જુઓ, પેલું મંદિર દેખાય. હવે આપણે નજીક આવી પહોંચ્યા છીએ.' ગાડીવાને ચંપાને કહ્યું અને થોડીવારમાં ગાડી મંદિર પાસે આવી ઊભી રહી.

પણ મંદિર પાસે તેઓ પહોંચે તે પૂર્વે ગાડીવાને ચાબૂક ઊંચી કરી કહ્યું, ' અને જુઓ, પેલી જાય છે એ પૂજારીની પત્ની છે.' શબ્દો સાંભળતાં જ ચંપાનું રહ્યુંસહ્યું ધૈર્ય તૂટી ગયું.

' હું શું જોઇ વિચારીને અહીં આવી હોઈશ ? ' ચંપાને પસ્તાવો થયો. ' કંચન મને જોતાં વેંત મારી મશ્કરી ઉડાવશે તો ! '

ચંપા પૂજારીને ત્યાં કામ કરવા આવી હશે એમ વિચારી ગાડીવાને કહ્યું, ' તમારે શેઠાણીને મળવું હોય તો ગાડી ઊભી રાખું. '

ચંપાની બાકી રહેલી હિંમત પણ વિખરાઇ ગઇ. ' ગાડી પાછી વાળી લ્યો ! ' ચંપા ગાડીવાનનો હાથ પકડી બોલી, 'આપણે રસ્તો ભૂલ્યાં છીએ. મારે ત્યાં જવાનું નથી. '

પણ ત્યાં તો ગાડી કંચનની ઘણી નજીક આવી ગઇ. ગાડીનો અવાજ સાંભળી કંચને પાછળ ફરી જોયું. એક અજાણી બાઈને ગાડીવાળા સાથે આમ ખેંચતાણ કરતી જોઈ કંચનના ગંભીર ચહેરા પર હાસ્ય ફરકી ઊઠ્યું. કંચન ગાડી પાસે આવી.

' અરે ! ચંપા ! તું ક્યાંથી ? ' કંચનની આંખમાં આંસુ આવ્યાં.

ચંપા ગાડીમાંથી એકદમ નીચે ઊતરી પડી અને પોતાના અપરાધની ક્ષમા માગવા કંચનના ચરણોમાં શીર ઝુકાવ્યું, પણ તે પહેલા કંચને ચંપાને બાહુપાશમાં જકડી લીધી.

બંનેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. ચંપાને મન જીવનની આ એક સૌથી મહાન પળ હતી. આજે ચંપાના આનંદની સીમા નહોતી. કંચને પ્રસન્ન થઇ ચંપાને અપનાવી હતી, પણ સાથે ચંપાને વિચાર આવ્યો. ' મારા જેવી અભાગણીને જોઈ કંચનની આંખોમાં આનંદાશ્રુ આવ્યાં, એ કંચનના જીવનમાં સુખ અને શાંતિનો અભાવ બતાવે છે. અવશ્ય કોઇ વસ્તુ તેના દિલને કોતરી રહેલી હોવી જોઇએ. '

# પ્રકરણ ૧૫ મું

ભાદરવો માસ હતો. સંધ્યાનું આગમન થયું હતું. ગોવાળો સીમમાંથી આવી ગયા હતા. ગાયો દોવાઈ ગઈ હતી. આ વખતે જલીયાની થોડી વસ્તીમાં તેમ જ પૂજારીના ઘરમાં ગંભીર નિસ્તબ્ધતા પથરાયેલાં હતાં.

પૂજારી પોતાની રૂમમાં, મેજ સામે નહિ પણ એક ખૂણામાં, આરામખુરશીમાં બેઠા હતા. તે વર્તમાનપત્ર વાંચવામાં મગ્ન હતા, પણ વચ્ચે વચ્ચે તીરછી નજરે કંચન તરફ જોઈ લેતા હતા. કંચન હાથના ટેકે દાઢી ટેકવીને ચટાઈ પર સઘડી સામે બેઠી હતી. નજીકમાં મુનીમ બેઠો હતો. તે મંદિરની એક ઓરડીમાં જ ભાડે રહેતો હતો. તે ધનવાન હતો અને તેણે પરદેશ ખૂબ ખેડયો હતો. ટૂંકમાં તે એક રંગીલો માણસ હતો અને પોતાની મનોરંજક વાતોથી સામા માણસનું દિલ જીતી લેવાની અજબ શક્તિ ધરાવતો હતો. તેની ઉમ્મર લગભગ પચાસેક વર્ષની હતી.

મુનીમ કંચન આગળ દેશપરદેશની વાતો કરતો હતો, પણ કંચનનું ધ્યાન તેની વાતો તરફ નહોતું. અત્યારે તેના મનમાં અનેક વિચારો તરંગિત થતા હતા. પોતાના ચિત્તની બેચેની ઉત્પન્ન કરનારા એ વિચારોમાંથી પોતાનું દિલ બહેલાવવા કંચન મુનીમની વાતો રસપૂર્વક સાંભળવા પ્રયત્ન કરતી હતી, પરંતુ ઘણો પ્રયત્ન કરવા છતાં મનની અશાંતિ કંચનનો પીછો છોડતી નહોતી, એટલે મુનીમનું બોલ્યું કંચનથી સાંભળ્યું ન સાંભળ્યું થતું હતું. પૂજારી પોતાના ઓરડામાંથી મુનીમની દરેક વાત ધ્યાનથી સાંભળતા હતા. મુનીમ વિદેશમાં જ્યાં આ વિશ્વવ્યાપી યુદ્ધ ચાલતું હતું ત્યાંના નગરોનું હૃદયદ્રાવક વર્ણન કરતો હતો. પૂજારીને મુનીમની વાતોમાં બદદાનત જણાતી હતી. કંચનને મુનીમની ઢંગધડા વગરની વાત સાંભળતી જોઈ, પૂજારી તેના પર ક્રોધે ભરાતો હતો.

આ વખતે ચંપા ત્યાંથી દિવો, દિવો મૂકવાનું સ્ટૂલ અને ગીતા લઈ પોતાના ઓરડામાં આવી, દરરોજના નિયમાનુસાર ગીતા વાંચવામાં તલ્લીન થઈ ગઈ.

ચંપાના ઓરડાની બાજુની ઓરડીમાં કામ કરનારી બાઈ, ઘાટી તથા બીજા એકાદ બે નોકરો વાતો કરતાં હતાં.

'પૂજારીને શેઠાણી અને મુનીમના પ્રેમની ખબર નથી એ નવાઈની વાત છે.' કામ કરનારીએ કહ્યું.

'હા, પહેલાં તો પૂજારી સ્ત્રીને ખૂબ જ સંદેહની નજરે જોતા હતા. કાવિઠા છોડી અહીં આવવાનું મૂખ્ય કારણ તો એ વહેમ જ છે.' બીજી બાઇ બોલી.

'પણ પૂજારી કોણ જાણે શાથી મુનીમની તરફ સંદેહની નજરે જોતા નથી એ મને સમજાતું નથી. કદાચ એમ પણ હોય કે આ ઘરડા ઠચરા પર શો વહેમ રાખવો ?' ઘાટી બોલ્યો.

પણ મુનીમ સઘડી આગળ પૂર્વવત બેઠો હતો. કંચનને પોતાની વાત સાંભળી ન સાંભળી કરતી જોઈ તે બોલતો બંધ થઈ ગયો હતો અને ગંભીર વિચારમાં નિમગ્ન થઈ ગયો હતો. પોતાની વાતો તરફ કંચનનું ધ્યાન કેવી રીતે આકર્ષવું તેનો હવે એ વિચાર કરતો હતો. આજે તેણે ઘણી મનોરંજક વાતો કરી હતી. વચ્ચે વચ્ચે સ્ત્રીનું મહત્વ અને કર્તવ્ય વિષે પણ બે અક્ષર કહ્યા હતા. મુનીમે કહ્યું હતું, 'સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય તો તેઓ પોતાના સૌંદર્યદ્વારા પુરુષોમાં જીવનનો સંચાર કરે એ છે. પુરુષો રમણીના અનંત સાંદર્ય પર ન્યોચ્છાવર થઇ, સ્ત્રીના વ્યક્તિત્વમાં પોતાની જાતને તરબોળ કરે છે, ત્યારે જ પુરુષો સદ્‌ગુણ પ્રાપ્ત કરે છે.' સાથે સાથે એમ પણ કહ્યું હતું, 'સ્ત્રીઓને પરમાત્માએ સૌંદર્યરૂપી અમૂલ્યનીધિ પ્રદાન કરી છે, તો પોતાના સામર્થ્ય દ્વારા જગતના દુઃખી માનવીઓના દુઃખનિવારણમાં સહાય આપવી એ તેમનો ધર્મ છે. તેમનું અલૌકિક સૌંદર્ય

જગતના બધા રોગોની અચૂક ઔષધિ છે, એટલે આ અમૃત-તુલ્ય સંજીવનીબુટ્ટી દ્વારા દરેક માનવીને વિભિન્ન રોગોમાંથી મુક્ત કરવાનું તેમનું સૌથી પહેલું કર્ત્તવ્ય છે.' પણ કંચને મુનીમની એક પણ વાત સાંભળી નહોતી.

ઘણો વખત શાંત રહ્યા પછી મુનીમે પુનઃ વાતનો આરંભ કર્યો. આ વખતે એક સામયિક પ્રકરણ છેડાયું. મુનીમે રેડક્રોસ સંસ્થા અને તેમાં કામ કરનારી ઉત્સાહી મહિલાઓના રચનાત્મક કામનું વર્ણન શરૂ કર્યું. કેવી રીતે તે સંસ્થાની સ્થાપના થઈ, કેવી રીતે સ્વયંસેવિકાઓ યુદ્ધમાં ઘાયલ થયેલાઓની સેવા કરતી હતી અને આજે જગતમાં આ મહત્ત્વપૂર્ણ સંસ્થાનું સ્થાન ક્યાં છે; આવી અનેક વાતો વિસ્તૃત રીતે વર્ણવી હતી. મુનીમે જોયું કે આ વખતે તો કંચન તેની વાત રસપૂર્વક સાંભળતી હતી.

તે જ ક્ષણે ગીતામાંથી ચંપાનું મન ઊડી ગયું અને તેના મનમાં એકદમ ખળભળાટ મચી ગયો.

'મારા અંતરના ઊંડાણમાંથી અવાજ આવે છે કે કંચન તેના પતિને ચાહતી નથી.' એકાએક ચંપા મનમાં વિચાર તરંગિત થયો. 'તે હવે પહેલાંની માફક તેના પતિના વખાણ કરતી નથી, તેમ જ નોકરચાકરો પણ અંદરઅંદર વાતો કરે છે કે પૂજારી કંચનને સંદેહની નજરે જુએ છે. પણ હું કહું છું કે પૂજારીનો સંદેહ ખોટો છે. ભલે કંચન પૂજારીને ચાહતી ન હોય, પણ તે બીજાને તો નથી જ ચાહતી.'

ચંપાના ચહેરા પર ઉશ્કેરાટના ચિહ્નો દેખાવા લાગ્યાં. તેની વિચારધારા આગળ વધી. 'ભયંકર છે, કંચન જેવું યૌવન! આ મૃત્યુને આરે પહોંચેલો મુનીમ પણ કંચનની પ્રેમભરી નજર માટે કેટલો તલસે છે. ચંપા! ખરેખર તું સુખી છે, કેમકે નથી કોઈ તારી તરફ તાકી તાકીને જોનારું.'

પુનઃ ચંપા ગીતામાં મગ્ન થઇ ગઇ, પણ રહી રહીને તેનું ચિત્ત ડામાડોળ થતું હતું. તેને કુશંકા ઊઠી, 'હે ભગવાન! કાંઇ અમંગળ તો થવાનું નથી ને?'

બીજી તરફ પૂજારી વર્તમાનપત્ર વાંચતા વાંચતા વખતોવખત તીરછી નજરે પાસેના ઓરડામાં બેઠેલાં કંચન અને મુનીમ તરફ જોતા હતા, પણ કંચન અને મુનીમ તો નિશ્ચિતપણે વાતો કરતાં હતાં. પોતાની વાતો પૂજારી સાંભળતા હતા તેની તેમને લેશમાત્ર ચિંતા નહોતી.

એકાએક પૂજારીના હાવભાવમાં પરિવર્તન દેખાયું. ખબર નથી કે કઇ વાત તેમને અસહ્ય લાગી. કદાચ મુનીમના સ્વરમાં ઉત્તેજના આવી હોય અથવા કંચનની મુખમુદ્રામાં કાંઈ ફેરફાર જણાયો હોય, પણ આ આકસ્મિક પરિવર્તનનું કારણ શું હતું તે તો પૂજારી જ જાણે! અને પૂજારીને તેમની વાતોમાં સંદેહ જેવું જણાયું હતું એ વાત તો ચોક્કસ હતી. પૂજારી વર્તમાનપત્ર ફેંકી ઊભા થયા અને અદ્ધર શ્વાસે બારણાની આડમાંથી જોવા લાગ્યા.

મુનીમ તે વખતે રેડક્રોસ સંસ્થાની નર્સો વિષે બોલતો હતો. કંચનના ગાલ પર આંસુના બે બુંદ પડતાં દેખાયાં. પછી ધીમે ધીમે કેટલાં ય બુંદ ટપકયાં અને અદ્રશ્ય થઇ ગયાં. મુનીમે તે આંસુઓ જેયાં, છતાં તેણે પૂર્વવત ઉલ્લાસમય સ્વરમાં પોતાનું બોલવું ચાલુ રાખ્યું.

અને પછી એકાએક કંચનની નજીક આવી તે બોલી ઊઠયો, 'આ જ તમારી અતૃપ્ત આકાંક્ષા છે, ખરું ને?'

'પ્રભુ જાણે! મારી આશા કયારે ફળશે?' કંચન પાલવમાં મોં ઢાંકી બોલી, 'હું કાંઇક કરવા માગું છું. આ એશઆરામ અને સુખથી હું કંટાળી ગઇ છું. પણ શું કરું? લાચાર છું.'

'પણ ઘરની બહાર તમે નીકળી શકો એમ નથી?'

'જો મને થોડા દિવસ માટે મુક્તિ મળે તો ને!' કંચન બોલી, 'હું પણ એક જીવતુંજાગતું, બોલતુંચાલતું માણસ છું. વધુ કાંઈ નહિ તો છેવટે સ્વતંત્રતાપૂર્વક કામ કરવાની તો મને છૂટ મળવી જોઈએ.'

મુનીમ પોતાના હાથમાં કંચનનો હાથ લઈ બોલ્યો, 'તમે સત્ય કહો છો.' પછી ધીમા સ્વરે તે બોલ્યો, 'તમને પણ બીજાના જેટલો જ સ્વતંત્રતાપૂર્વક રહેવાનો હક છે......'

પરંતુ તે દરમિયાન પાછળથી કોઈનો પગરવ સાંભળી બન્ને છોભીલાં પડી ગયાં. એક જ ધડાકે બારણું ભડાક કરતું ખૂલી ગયું અને ઉગ્ર રૂપ ધારણ કરી પૂજારી મુનીમ પર તૂટી પડયા.

ગભરાટનાં માર્યાં બંને ચીસ પાડી ઊઠયાં. મુનીમ તો એટલો બધો ભયભીત થઈ ગયો કે બીકણ બિલાડીની પેઠે ઊભી પૂંછડીએ જીવ બચાવીને તે નાસી છૂટયો.

'અરે! કોઈ બચાવો! મારી નાખ્યા!' કંચને ચીસ પાડી અને લોખંડી તાકાતથી પૂજારીનો હાથ પકડી તેણે પૂછ્યું, 'તમે આ શું કરો છો?'

પૂજારીએ કંચનને જોરથી ધક્કો મારી પોતાનો હાથ છોડાવ્યો. કંચન સામે ભીંતે અથડાઈને નીચે પડી ગઈ, પણ પૂજારીએ તેની તરફ નજર સુદ્ધાં ન કરી. એ તો ભૂખ્યા વરુની પેઠે પેલા ભાગેડુ મુનીમ પાછળ દોડયા.

બારણું ખૂલવાનો ધડાકો, દોડાદોડ, પૂજારીનો પડકાર અને કંચનનો ચિત્કાર સાંભળી ચંપા ચમકી ઊઠી. તેણે બારણું ઉઘાડી જોયું તો રસ્તામાં બે માણસો ઘણી જ ત્વરાથી દોડતા જતા હતા. ક્ષણવારમાં તેઓ બંને અંધકારમાં વિલીન થઈ દ્રષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયા.

ચંપા ગભરાઈને કંચન તરફ દોડી, પણ કંચને તેને મના કરતાં કહ્યું, 'મારી ચિંતા ન કર. પહેલાં પેલા બે જણાની પાછળ જા, નહિ તો તેઓ એકબીજાને મારી નાંખશે.'

પોતે શું કરવું એ સૂઝ ન પડવાથી ચંપા ત્યાં જ ઊભી રહી.

'કેમ ઊભી છે?' કંચને બૂમ મારી. 'જા, જલદી જા, નહિ તો બેમાંથી એકે જીવતો નહિ રહે.'

ચંપાએ નોકરને તેમની પાછળ દોડાવ્યો.

'મને ચંપાની ઓરડીમાં લઈ જાવ! ચંપાની ઓરડીમાં!' કંચન નાના બાળકની માફક રોતાં રોતાં બોલી. નોકરો તેને ચંપાની ઓરડીમાં લઇ આવ્યા.

'ચંપા! મેં કોઈ ખરાબ કામ કર્યું નથી.' કંચન ચંપાને કહેવા લાગી. 'હું મુનીમ સાથે વાત કરતી હતી અને તેઓ પાછળ છુપાઇ સાંભળતા હતા.'

'કંચન! શાંતિ રાખ.' ચંપાએ શાંતિથી કહ્યું, 'આ પ્રમાણે તું બોલ્યા કરીશ તો માંદી પડીશ. જરા ઊભી રહે, કામ કરનારીને તારી પથારી પાથરવાનું કહી આવું. તું બે ઘડી આરામ કર.'

'ના, ના, હું એ ઘરમાં કદાપિ નહિ જાઉં!' કંચન બોલી ઊઠી. 'હવે હું તો અહીં જ રહીશ. એ ઘરમાં હું પગ પણ મૂકવા નથી માગતી.'

'કંચન! તારે એવું ન બોલવું જોઇએ!'

'નહિ, હું તારી પથારીમાં સૂઇ રહીશ. મારે ઘણા દિવસ પથારીવશ રહેવું પડશે, એટલે જ્યાં કોઇ જાતનો ભય ન હોય એવા સ્થાનની મારે જરૂર છે.'

થોડીવાર પછી પુનઃ કંચન બકવાટ કરવા લાગી. 'અરે! મેં કોઇ અપરાધ કર્યો નથી. હું મુનીમ સાથે વાત કરતી હતી ને તેઓ પાછળથી તૂટી પડયા......'

ચંપાએ બંને નોકરોની સલાહ લઈ નક્કી કર્યું કે કંચનની મરજી મુજબ અનુસરવામાં જ અત્યારે સાર છે. નોકર શેતરંજી, ઓશીકું ધાબળો વગેરે લઇ આવ્યો.

પથારીમાં સૂઇ રહેતાંની સાથે જ કંચને ચંપાને પોતાની પાસે બેસવા ઇશારો કર્યો.

'તું નકામી ચિંતા ન કર, ચંપા!' કંચને અનુરોધ કરતાં કહ્યું. 'મારી પાસે બેસી મને ગીતા વાંચી સંભળાવ, પણ એક વાતનું તું ધ્યાન રાખજે કે અહીં કોઈ પણ ન આવે.'

કંચનના આદેશાનુસાર ચંપા ગીતા વાંચવા લાગી અને નોકર વધુ ખબર મેળવવા ઘર તરફ રવાના થયો.

થોડી વારમાં જ તે ખબર લઇને પાછો આવ્યો કે ખાસ કોઇ બનાવ બન્યો નથી. મુનીમ બચી ગયો છે અને તેનો પીછો પકડતાં એક ખાડામાં પડી જવાથી પૂજારીનો પગ ઊતરી ગયો છે.

કંચન પોતાનો બચાવ કરતાં બોલી ઊઠી. 'મેં કોઇ ગુનો નથી કર્યો, હું નિર્દોષ છું...'

ચંપાએ વારંવાર સમજાવીને કહ્યું કે, લડવાનો તો પૂજારીને સ્વભાવ જ છે, ત્યારે કંચન કાંઇક શાંત પડી.

---

## પ્રકરણ ૧૬ મું

લોકોએ જલીયાની આ શોકપૂર્ણ ઘટનાના દોષનો બધ ટોપલો ચંપાને માથે ઓઢાડયો. લોકો અંદરઅંદર વાતો કરત હતા કે, 'જો કંચને ચંપાને આશરો આપ્યો ન હોત તો આ પ્રસંગ જ બનવા ન પામત.'

પણ આ માટે ચંપાને અપરાધી ગણવી એ તેને અન્ય કરવા બરાબર હતું. ચંપા પોતાની પારલૌકિક વાતો સિવાય બી વાતો તરફ ઘણું ઓછું ધ્યાન આપતી હતી.

આખી રાત ચંપાએ કંચનના બિછાના પાસે બેસી વિચારમાં ને વિચારમાં વિતાવી. 'કંચન અને તેના પતિની વચ્ચે આ અણુબનાવનું કારણુ શું હશે? અને કયાં પગલાં લેવાથી એ બન્નેનું સહજીવન પુનઃ એક ધારામાં પ્રવાહિત થઈ શકે?' ચંપાને પૂજારીનું વર્તન પાશવી અને અમાનુષિક લાગ્યું. કંચનને ભયભીત જોઇ તેના મનમાં કુશંકાઓ ઊઠતી હતી, પણ તેને અંતરના ઊંડાણમાં આશા હતી કે થોડા દિવસોમાં તેઓ બંને પુનઃ સંમિલિત થઈ જશે. તે જાણતી હતી કે કંચન પૂજારીને સાચા દિલથી ચાહે છે.

રાતના એક વાગે કંચનની નિદ્રામાં ખલેલ પડી. તે ગભરાઈને પથારીમાં બેઠી થઇ ગઇ. પહેલાં તો કંચન રઘવાયા જેવી જણાઇ, પણ તરત જ હોશમાં આવી બોલી, 'સૂઇ જા ચંપા, આમ કયાં સુધી તું બેસી રહીશ? જા, શેતરંજી પાથરી સૂઈ રહે, પણ બત્તી ન બૂઝાવીશ.'

સવારમાં ચંપાની આંખ ઊઘડી ત્યારે સાત વાગી ગયા હતા. તે એકદમ ઊઠી અને ગાયની સંભાળ લેવા ગમાણુ તરફ દોડી, પણ તે બારણાં બહાર નીકળે તે પહેલાં કંચનનો અવાજ તેના કાને અથડાયો. કંચન પોતાને ઓરડીમાં એકલી જોઇ ગભરાટની મારી ગભરાઇ ગઈ હતી. ચંપાએ પૂજારીનો પગ ઊતરી ગયાના સમાચાર કહ્યા, પણ કંચન કાંઇ સમજી ન શકી. તે તો રઘવાયાની જેમ આમતેમ જોઈ રહી. છેવટે ચંપાને ત્યાં જ રોકાઇ રહેવું પડયું.

આકાશ ભૂરાં વાદળોથી છવાયેલું હતું. ચંપાએ ઘણા સમય સુધી આ શૂન્ય વાતાવરણ સામે જોયા કર્યું. દરમિયાન કામ કરનારીએ આવી ખબર આપ્યા, 'મુનીમ પાછો આવ્યો નથી. તે ચોકિયાતના ઘરમાં સંતાયો છે. સવારમાં એક છોકરો આવી તેનો બધો સામાન લઇ ગયો અને પૂજારીની તબિયત ખરાબ છે. તેમના પગનું હાડકું ભાંગી ગયું છે. હાડવૈદને બોલાવ્યો છે. કલાકમાં આવી જશે...હું તો પહેલેથી જ કહેતી હતી કે મુનીમ કંચન પાછળ લટ્ટુ બન્યો છે, પણ મારી વાત કોઇ સાચી માનતું નહોતું.'

ચંપાને પૂજારીના પગનું હાડકું ઊતરી જવાના સમાચાર સાંભળી જરા ય દિલગીરી ન ઊપજી. ઊલટી તે તો મનમાં રાજી થઇ કે આથી પૂજારી લાચાર થઇ ઘણા દિવસ પર્યંત પથારી છોડી નહિ શકે. એ દરમિયાન કંચનનો ભય પણ ઓછો થઈ જશે. 'પ્રભુ! તારી લીલા ગહન છે.' ચંપા મનમાં બોલી.

તે દિવસે બીજો કોઇ નવીન બનાવ ન બન્યો. ફક્ત બપોર પછી ચોકીદારને ત્યાંથી એક છોકરો મુનીમનો પત્ર લાવ્યો હતો અને ચંપાએ તે પત્ર પાછો મોકલાવ્યો હતો.

આખો દિવસ ઉદાસીનતાનું વાતાવરણ પ્રસરી રહ્યું. બપોર ચડવા આવ્યા છતાં કંચન ન ઊઠી. કેટલા ય કલાક સુધી તે પથારીમાં પડી રહી.

લગભગ બાર વાગે પૂજારીએ કંચનના સમાચાર જાણવા ચંપાને બોલાવી. ચંપાએ સત્ય હકીકત જણાવી. 'કંચનના માથાનો ઘા સાધારણ છે. ઘાની પીડાથી સહેજ તાવ આવ્યો છે. અત્યારે જરા આંખ મળી છે.'

પણ જ્યારે પૂજારીએ કંચનને ઘેર લાવવાની વાત છેડી, ત્યારે ચંપાએ એ વાતનો સ્પષ્ટ ઈન્કાર કર્યો.

'કેમ?' પૂજારીએ પૂછ્યું. 'શું તેને મારી બીક લાગે છે?'

'જરા ધીરજ રાખો.' ચંપા બોલી, 'હજુ નબળાઇ છે. નબળાઇ દૂર થતાં, તે પોતાની મેળે આવશે.'

પૂજારીના મોંમાંથી એક નિશ્વાસ સરી પડયો. તેના ચહેરા પર માત્ર શારીરિક જ નહિ, માનસિક વેદનાનાં ચિહ્ન પણ ઝળકી રહ્યાં હતાં.

'નહિ!' પૂજારી નિરાશ થઇ બોલ્યો. 'હવે તે મારી પાસે નહિ આવે.'

બપોરે હાડવૈદના ગયા પછી દાકતર આવ્યા. તેમણે કંચનની તબિયત તપાસી ગોળગોળ જવાબ આપ્યો. 'હું કંચનની બીમારી

સમજી શકતો નથી.' ડાકતરે પૂજારીને કહ્યું, 'તેને કોઇ બીજો જ રોગ હોવો જોઇએ, પણ હમણાં તમે કોઇ તેને ઘેર લાવવાની બાંધછોડ ન કરશો. કદાચ કોઇ ચેપી રોગના પરમાણુઓ પણ તેના શરીરમાં પ્રવેશ્યાં હોય તો તેની ના નહિ, એટલે તેની વિશેષ કાળજી રાખવાની ખાસ જરૂર છે.'

આ પ્રમાણે એક અઠવાડીયું વીતી ગયું, પણ પરિસ્થિતિમાં કાંઈ ફેરફાર ન થયો. દરરોજ ચોકીદારના ઘેરથી છોકરો પત્ર લાવતો અને ચંપા તે પત્ર પાછો મોકલતી. દરરોજ પૂજારી કંચનના સમાચાર જાણવા માટે ચંપાને બોલવતા ને કંચન પણ સવારથી તે સાંજ સુધી પથારીમાં પડી રહેતી. ઊંઘતી ન હોય તે સમયે તે સ્વીકૃતિસૂચક ભાવથી માથું હલાવતી કે જાણે તે મનમાં કાઈ વાતનો પસ્તાવો કરી પોતે જ તેનું સમર્થન કરતી ન હોય! ચંપા સમજી ગઈ હતી કે કંચન મૌનના આવરણ નીચે પોતાના ભવિષ્યના કાર્યક્રમનો વિચાર કરે છે, પણ તે હજી સુધી કંચનની યોજનાનું વાસ્તવિક સ્વરૂપ જાણી શકી નહોતી.

એક દિવસ કંચને ચંપાને બોલાવી કહ્યું, 'ઘરમાં મારા ઓરડામાં કબાટમાં મારા પોતાના છસો રૂપિયા પડ્યા છે. મારા માતાપિતા તરફથી મને મળતી રકમમાંથી બચાવી મેં તે ભેગા કરેલા છે. મને ચિંતા થાય છે કે તે રૂપિયા કોઇ ચોરી ન જાય, માટે તે તું લઇ આવ.'

બીજા દિવસે કંચને રેલ્વે ટાઇમટેબલ જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી અને ચંપાએ તેની ઇચ્છા પૂરી કરી. કંચને આખો દિવસ ટાઇમટેબલ જોવામાં જ પસાર કર્યો. ચંપાએ તે તરફ કાંઈ ધ્યાન ન આપ્યું, પણ થોડી વારમાં તેને બધી વાતોનું રહસ્ય સમજાઇ ગયું કે શા માટે કંચને રૂપિયા અને રેલ્વેગાઇડ મંગાવ્યાં હતાં.

આ દરમિયાન વરસાદ પડવા લાગ્યો. આ જોઈ કંચનને પોતાનું પિયેર યાદ આવ્યું. ત્યાંનાં નદી, નિશાળ, મંદિર વગેરે

યાદ આવ્યાં. તેનું મન પ્રસન્ન થઇ નાચી ઊઠ્યું. તેને યાદ આવ્યા હતા બચપણના દિવસો. તે એકદમ પથારીમાંથી ઊભી થઇ કપડાં બદલવા લાગી.

'વાહ! વાહ!' ચંપા આનંદની મારી બોલી ઊઠી. 'જો આ પ્રમાણે તું ઊઠબેસ કરતી રહે તો તારું શરીર જલદી સારું થઇ જાય.'

આ સાંભળી કંચન છોભીલી પડી ગઇ અને કપડાં બદલતાં બદલતાં ક્ષણભર તે થંભી ગઇ.

'દિવાળી!' કંચન બોલી. 'શું આ આસો મહિનો છે? મને તો યાદ જ ન રહ્યું.' બોલી કંચન ઉદાસ થઈ ગઈ. 'પ્રતિ-વર્ષની માફક મારે આ વર્ષે પણ દિવાળી ઘેર કરવી પડશે,' એ વિચાર કંચનને અકળાવા લાગ્યો. 'કંચન! તારે જે કાંઇ પતાવવું હોય તે તું પતાવી નાંખ.' કંચન ગણગણી, 'દિવાળી પહેલાં જ!'

ચંપાએ આ શબ્દો સાંભળ્યા, પણ તેણે માન્યું કે કંચન દિવાળીની તૈયારી માટે વિચાર કરતી હતી એટલે તેણે કંચનના શબ્દો પર ધ્યાન ન આપ્યું.

એક દિવસ ચંપાએ વાતવાતમાં ટ્રેનની મુસાફરી દરમિયાન મળેલા મુસાફરની વાત કંચનને કરી. 'તે સહાનુભૂતિપૂર્વક મારી વાત સાંભળતો હતો, પણ જ્યાં હું એક દિવ્ય સ્વપ્નમાં તલ્લીન થઇ ત્યાં તો તે એકદમ ભાગી છૂટ્યો!'

'દિવ્ય સ્વપ્ન?' કંચને પૂછ્યું, 'કેવું દિવ્ય સ્વપ્ન?'

'એ સ્વપ્ન કેવું હતું તે તો મને અત્યારે બરાબર યાદ નથી, પણ તે જાવાસુમાત્રાનું દૃશ્ય હતું. જંગલની વચમાં એક તંબુ હતો.'

'આ તો તું અજબ વાત કરે છે, ચંપા!' કંચન થોડી વાર વિચાર કરી બોલી. 'એ યુવક કોના જેવો હતો?'

ચંપાએ તે અજાણ્યા યુવકનું રૂપ, તેનો અવાજ, તેની બેહદ આજીજીનું વર્ણન કર્યું.

'ત્યારે તો નિઃસંદેહ તે નિરુ હશે.' કંચન બોલી.

'નીરુ કોણ ?' ચંપાએ પૂછ્યું.

કંચને પોતાની અર્ધજાગ્રતાવસ્થામાંથી સચેત થઈ નીરુની વાત ટૂંકમાં કરી.

'આજકાલ નીરુ ક્યાં રહે છે એ જાણવાની મને પ્રબળ ઉત્કંઠા છે.' વાત પૂરી કરતાં કંચન બોલી, 'બિચારો ઘણો ભલો છે અને ભલો છે એટલો જ દુઃખી છે. તે પોતાની જાતને એટલી બધી પતિત અને તિરસ્કૃત સમજે છે કે તેની વાત જ ન પૂછો.'

'એક દિવસે કોઇ એક ખૂનીનો અપરાધ કબૂલ કરાવવા પોતાની જાનના જોખમે તે તેની સાથે બેઠો હતો. તેની પત્ની જેવી ખૂબસૂરત બીજી કોઇ સ્ત્રી ભાગ્યે જ હશે. કાવિઠામાં તેના વિષે અમે ઘણી વાતો સાંભળતા હતા, પણ અહીં આવ્યા પછી તેના સમાચાર મળ્યા નથી. સાંભળવા મુજબ તે ઝુલાણા છોડી કોઈ અજાણ્યા સ્થળે ચાલ્યો ગયો છે.'

ચંપાને તે યુવકની નમ્ર વાણી અને સહૃદયતાનું સ્મરણ થઈ આવ્યું. 'ખરું કહું છું કે પરમાત્માએ તેને લોકોનું ભલું કરવા માટે જ મોકલ્યો છે.' ચંપા બોલી ઊઠી. 'તે મને ગાડીમાં મળ્યો તે જ વખતે મને આ વિચાર આવ્યો હતો.'

'નીરુના નિવાસસ્થાનનો પત્તો લાગે તો કેવું સારું!' કંચને કહ્યું, 'જ્યાં તેની આ વાત કોઇ જાણતું નહિ હોય એવી કોઇક જગ્યાએ તે છુપાયો હશે.'

તે દિવસે સાંજે કંચન પુનઃ પથારીમાંથી ઊઠી કપડાં બદલવા લાગી. આ દરમિયાન નોકરડી કંચનને ચા પીવા માટે બોલાવવા આવી. 'મારામાં ચાલવાની શક્તિ નથી.' કંચન

બોલી, 'મારું માથું સખત દુઃખે છે ને આખા દિલે લાલ ફોલ્લીઓ થઇ આવી છે, એથી આખા શરીરે અગન થાય છે.'

આ સાંભળી ચંપા અચંબો પામી. કંચનના શરીર પર ક્યાંય ફોલ્લીનું નામનિશાન નહોતું. કંચન કયા કારણસર આમ બોલી તે તેની સમજમાં ન આવ્યું. 'મકાનમાં જવું ન પડે એટલા માટે તે આવાં બહાનાં કાઢતી હશે,' ચંપાએ વિચાર કર્યો.

તેણે કંચન તરફ દ્રષ્ટિ ફેંકી.

'વિધાતા આવી સુંદર લલનાને શું કરવા દુઃખી કરતી હશે,' ચંપાને થયું. 'ક્યાં આ સુંદર, પવિત્ર અને નિષ્પાપ મૂર્તિ અને ક્યાં આ અંધારી ઓરડી. દસ કદમ પર તેનું પોતાનું સુંદર મકાન છે, છતાં આ મેલીઘેલી ઓરડીમાં તે પડી રહી છે અને ત્યાં તેનો પતિ પડયો પડયો દુઃખથી પીડાય છે. ખરેખર બંનેની દશા શોચનીય છે.'

ઘણા વખત સુધી બંને સાદડીમાં બેસી રહ્યાં. એકાએક કંચન મોં ઢાંકી ડૂસકાં ભરવા લાગી. 'હવે આ જીવતરમાં શો સાર બાકી રહ્યો છે. ભગવાન ! તું મને મોત પણ કેમ નથી આપતો ?' કંચન બાળકની માફક રોવા લાગી.

'કંચન ! તારું આ ગાંડપણ છોડી દઈ તારે ઘેર જવું જોઇએ......' ચંપાએ કહ્યું.

આ સાંભળી કંચનના શરીરમાં કંપારી ફેલાઇ ગઈ.

'આ તું શું બોલે છે, ચંપા ! મને કાઢી મૂકવા તો નથી માંગતી ને ?'

'કંચન ! શું તું આવું ગાંડું ગાંડું બોલે છે ! પગલી !'

'પગલી ! હા, ચંપા, ખરેખર હું પગલી છું. ભયનું માર્યું મારું મગજ બગડી ગયું છે.' કંચન બોલી, 'પણ મારા દિલમાં કેવી આગ સળગી રહી છે તેની તને ક્યાં ખબર છે ?'

અને પછી આગળ કંચને ચંપાને જે કાંઈ કહ્યું તે લાંબુચોડું ર હતું, પણ સમજનારને માટે પૂરતું હતું.

'પણ, આથી તને એમ નથી લાગતું કે પૂજારી તને ખરા અંતઃકરણથી ચાહે છે?' ચંપાએ કંચનની વાત સાંભળી કહ્યું.

'ના, ના, ચંપા! તને ખબર નથી.' કંચન બોલી ઊઠી. મેં તેમની સાથે કદી વિશ્વાસઘાત કર્યો નથી. સ્વપ્ને ય મેં તેમના સિવાય બીજા કોઇનો વિચાર કર્યો નથી, છતાં તેમને મારા પર રતીભાર પણ વિશ્વાસ નથી. ચંપા! હું તને શું કહું? એ વાત મારા હૃદયને બાળીને ખાખ કરે છે.'

'કંચન! યુવાવસ્થામાં સંદેહ, ઈર્ષ્યા વગેરે સ્વાભાવિક છે. તું જોઈ શકીશ કે જેમ જેમ યુવાની વીતશે, તેમ તેમ સંદેહ ઓછો થશે.'

'ના, ના, તું તેમને બરાબર ઓળખી શકી નથી.' કંચન આવેગમાં આવી બોલી, 'સંદેહ, ઇર્ષ્યા એ તો તેમનો બાપદાદાનો વારસો છે. તેમણે કેટલી ય વખત આ બૂરી ટેવ છોડવાના સોગંદ લીધા હશે, પણ તેમનો વહેમી સ્વભાવ નથી મટ્યો. એનું પરિણામ શું આવ્યું એ તેં જાતે જોયું ને! હું જાણું છું કે તેમની દશા મારાથી ઓછી શોચનીય નથી. પણ ચંપા! હું પણ કાંઇ ઓછી દુઃખી નથી.'

'પણ તું એ મકાનમાં નહિ જાય તો કરીશ શું?' ચંપાએ પૂછ્યું. કંચન એનો કાંઈ પણ જવાબ આપ્યા વગર ઊભી થઈ ગઈ.

'ચાલ, ચંપા! સૂવાનો સમય થયો છે.' કંચન વાત બદલતાં બોલી, 'દશ વાગ્યા છે અને તારે સવારે વહેલા ઊઠવાનું છે.'

## પ્રકરણ ૧૭ મું

આખો દિવસ બીમારીનું બહાનું કાઢી, કંચન સવારથી તે સાંજ સુધી પથારીમાં પડી રહી. રાતે વાળુ કરી નોકરો પોતપોતાને ઘેર ગયા તે પછી કંચન કપડાં બદલી બાજુની ઓરડીમાં ચંપા પાસે જઈ બેઠી.

'તબિયત તો સારી છે ને?' ચંપાએ નવાઇ પામી પૂછ્યું.

'ઘણી જ સારી!' ઉલ્લાસયુક્ત હાસ્ય હસી કંચને જવાબ આપ્યો.

ચંપા સમજી ગઇ કે કંચન બીમારીને ઢોંગ કરી ભાગવાની તૈયારી કરી રહી હતી, પણ ચંપા કંચનનો આ અનર્થકારી સંકલ્પ કેવી રીતે રોકવો એ નક્કી કરી ન શકી. ગઇ કાલની માફક આજે પણ તેઓ મોડી રાત સુધી જાગ્યાં, પણ કાલની માફક આજે તેમની વચ્ચે કાંઈ વાતચીત ન થઇ. કંચન વિચારોમાં મગ્ન હતી અને ચંપાએ તેની તન્મયતા ભંગ કરવાનું સાહસ ન કર્યું. અગિયાર વાગ્યા સુધી ઓરડીમાં નિસ્તબ્ધતા રહી. પછી અકસ્માત એક એવી ઘટના બની ગઇ, જેથી કથાનું સારું ય તારતમ્ય બદલાઈ ગયું.

અગિયાર ઉપર થોડી મિનિટ થઇ હશે, ત્યાં તો ધડાકા સાથે ઓરડાનું બારણું ખૂલી ગયું અને પગલી જેવી જણાતી એક અજાણી સ્ત્રી ઘરમાં દાખલ થઇ. 'બચાવો ! મને બચાવો !' તે અજાણી સ્ત્રી ઘૂંટણીએ પડી, કરુણ સ્વરે બોલી. 'મારું આખું અંગ બળે છે.'

તેનો કરુણ અવાજ સાંભળી કંચનની બીમારી અને કમજોરી ક્યાંય અદ્રશ્ય થઇ ગયાં. તેણે તે અજાણી સ્ત્રીનો હાથ પકડી તેને ઊભી કરી અને પીઠ પર હાથ ફેરવી તેને આશ્વાસન આપવા

ગી, 'બહેન, ગભરાઈશ નહિ, ફાનસ પાસે આવ. કહે, તને શું ૫ છે?'

પણ તે સ્ત્રી તાવના આવેગથી એટલી તો કંપતી હતી કે ૫નનો ટેકો લઈને પણ તે ફાનસ તરફ એક કદમ પણ ન ભરી ી. તેનું મોં સૂજીને ભયંકર થઈ ગયું હતું. એ જોઈ કંચન પી ઊઠી અને તેણે પ્રશ્નસૂચક દ્રષ્ટિએ ચંપા તરફ જોયું, પણ પાને ઉત્તર આપવાની આવશ્યકતા નહોતી. અજાણી સ્ત્રી તળાના રોગનો શિકાર બનેલી હતી.

કંચન જાણતી હતી કે આવા રોગીને સ્પર્શ કરવો એ યુના મોંમાં માથું મૂકવા બરાબર છે, છતાં પણ તે રોગિણીને તાના હાથનો ટેકો આપી ઊભી રહી. ચંપાએ પથારી કરી ટલે કંચનને તેને પથારીમાં સૂવાડી. તે સ્ત્રી પીડાની મારી, ચવિદારક સ્વરમાં બૂમો પાડતી હતી. તેનું શરીર તાવથી તપીને ઢા જેવું ગરમ થઈ ગયું હતું. કંચને તેને પાણી પાવાનો પ્રયત્ન ર્, પણ તેમાં સફળતા ન મળી. રોગી એક ઘૂંટડો પણગળા ચે ઊતારવાને અસમર્થ હતી.

રોગનું આ ભયંકર સ્વરૂપ જોઈને ચંપા અને કંચન કંપી યાં. તેઓ ઓશીકા પાસે બેસી એક બીજા સામે જોતાં હતાં. દરમિયાન રોગીના ધમપછાડા શાંત પડી ગયા અને શ્વાસ મો સંભળાવા લાગ્યો. ચંપા અને કંચનને આથી કાંઈક શાંતિ ી. તેમને થયું કે રોગ શાંતિ પકડે છે. પરંતુ બે મિનિટ પછી સ્ત્રીના શ્વાસોશ્વાસ થંભી ગયા, ત્યારે બંને ભયનાં માર્યાં એક-જાને બાઝી પડયાં અને મનમાં બોલી ઊઠયાં, 'હવે શું થશે?'

'પણ આ કોણ છે?' ચંપાએ દબાવેલા અવાજે પૂછયું.

'હશે કોઈ ભીખારણ!'

'પણ કપડાં તો સામાન્ય ઘરની સ્ત્રી જેવાં છે. કદાચ તે ત્રપાતના જોશમાં ઘરમાંથી ભાગી નીકળી હશે.'

ચંપાએ ફરી એ સ્ત્રી તરફ આશ્ચર્ય અને ભયની નજરે જોયું. આ દરમિયાન કંચનના મનમાં એક અજબ વિચાર સ્ફુર્યો. 'જો આ સ્ત્રીને બદલે અહીં મારી લાશ પડી હોત તો...' અને તત્કાળ તેને થયું, 'શા માટે એવી કોઈ યુક્તિ ન અજમાવવી કે જેથી લોકો આને મારી લાશ સમજે!'

'ચંપા!' કંચન ચંપા તરફ ફરી દૃઢતાપૂર્વક બોલી, 'આના નામઠામની કોઇને ખબર નહિ હોય...'

જાણે કંચનના મનના વિચાર વાંચતી હોય, એવી રીતે ચંપા તેની તરફ જોતી હતી. પણ કંચન વીના ગભરાયે આગળ બોલી, 'મારે આ ઓરડી છોડવી પડશે એમાં જરા ય શંકા નથી. હવે હું ક્યાં જઇશ? શું પેલા મકાનમાં—પેલા દુઃખદાયક કારાગારમાં?'

'ના, પૂજારીને તેમની ભૂલ સમજાઇ છે, એટલે તે મકાન દુઃખદાયક નહિ નીવડે.' ચંપા બોલી, 'હવે તો તારે સુખના દિવસો આવ્યા છે. દિવસે દિવસે તારા જીવનની ચિંતાઓ ઓછી થતી જશે.'

'ચાલ, આપણે આ મૃતદેહની શાંતિમાં વિઘ્ન નાખવું ન જોઈએ.' કંચન ફાનસ લઇ બોલી અને ચંપાનો હાથ પકડી તેને બાજુના ઓરડામાં લઇ ગઈ. આ વખતે ફાનસના પ્રકાશમાં કંચનનું ગૌર મુખમંડળ વિચિત્ર જ્યોતિથી ઝળકી ઊઠયું. ચંપા તે જોઈ થંભી ગઇ અને તેના આ અસાધારણ સૌંદર્યની પ્રશંસા કરતાં તે વિચાર કરવા લાગી, 'ખરેખર આ સ્ત્રી દુર્લભ અને અણમોલ રત્ન છે.'

'ચંપા!' બાજુના ઓરડામાં જઈ કંચન બોલી, 'જાણે છે, પરમાત્માએ તને શા ઉદ્દેશથી મોકલી છે? આજના જેવા સંકટ સમયે મને મદદ કરવા માટે જ!'

ચંપા કંચનના કહેવાનો આશય સમજી ગઈ, પણ તે એમ સહેલાઇથી માને એવી સ્ત્રી નહોતી. તે બોલી, 'એ તો શી ખબર,

કંચન! કદાચ એટલા માટે પણ હોય કે આજના જેવી પરિસ્થિતિમાં તને ઊંધા રસ્તે જતાં રોકી શકું!'

'ચંપા! તું જાણે છે!' કંચન આવેશમાં આવી બોલી ઊઠી અને તે ચંપાને ઘૂંટણીએ પડી, 'મેં તેમને એકવાર વચન આપ્યું હતું કે મૃત્યુ સિવાય કોઇ પણ મને તેમનાથી વિભિન્ન નહિ કરી શકે. આજ સુધી મેં એ વચનનું અક્ષરેઅક્ષર પાલન કર્યું છે. આજે ઘણે વર્ષે પરમાત્માએ મારી અરજ સાંભળી આવો સુંદર અવસર ઉપસ્થિત કર્યો છે. વચનનો જરા પણ ભંગ કર્યા વગર હું સદાને માટે જઈ શકું છું. જાણે છે એ પ્રસંગ શું છે? મૃત્યુ!'

ચંપાએ કંચનને શાંત પાડવા પ્રયત્ન કર્યો, પણ તે શાંત ન રહી. 'પરમાત્માની એ કૃપા સમજ કે તેમનું દિલ દૂભવ્યા વગર હું મન ફાવે ત્યાં જઇ શકીશ. જો એમને એમ હું ભાગી છૂટત તો તેઓ એક દિવસ પણ વિયોગ સહન કરી ન શકત... પણ મને જે આ રસ્તો સૂઝયો છે તે રસ્તે અગ્રેસર થવામાં, ન'તો તેમના ક્રોધનો ભય છે કે ન'તો સંદેહનો. બહુ બહુ તો તેમને વિયોગનો શોક એકાદ વર્ષ સુધી રહેશે, પણ તે શોકમાં કડવાશ નહિ હોય. બીજાં પગલાંઓ તરફ ભલે તે ગમે તેવી દૃષ્ટિએ જુએ, પણ મૃત્યુને તો સંદિગ્ધ દ્રષ્ટિએ જોવું અસંભવિત છે. એમાં જ તેમનું ભલું છે...'

'બરાબર છે, પણ તારું ભલું?'

'મારું? મારું ભલું તેઓ સુખી થાય એમાં જ સમાયેલું છે.' કંચનના હોઠ પર સ્વર્ગીય જ્યોતિ જેવું હાસ્ય ઝળકી ઊઠયું.

'પણ તું તેમના ઘરની શોભારૂપ બનીને રહે એમાં જ તેમનું ખરું સુખ તો સમાયેલું છે.'

'ચંપા, તને ખબર નથી. ચોવીસે કલાક કેદીની માફક ચોકીપહેરા નીચે રહેવું, પ્રતિક્ષણે ક્રોધ, સંદેહ અને કઠોર વર્તન સહન કરવાં, હરઘડી કોઇ ભાવી અનર્થની કુશંકાથી બીતાં રહેવું, વાતે

વાતે જૂઠું બોલવાના આરોપસર ઠપકો સહન કરવો અને નિર્દોષ હોવા છતાં પણ મોં છુપાવીને રહેવું એ કેટલું ભયંકર છે, તેની તને ક્યાંથી ખબર હોય? જો તું એ વાતથી જાણકાર હોત, તો મને એ કારાગારમાં જવાનો કદી પણ આગ્રહ ન કરત.'

કંચનનો મક્કમ અને જોશીલો અવાજ સાંભળી ચંપા બે ઘડી દીંગ થઇ ગઈ. 'તેં શી શી મુશીબતો વેઠી છે, તે વિષે તેં મને એક અક્ષર પણ કહ્યો નથી, એટલે મને ક્યાંથી ખબર હોય? પણ કંચન! આ દુઃખદ પરિસ્થિતિમાંથી છૂટકારો મેળવવાનો શું એક પણ રસ્તો બાકી રહ્યો નથી?'

'છે, કેમ નથી? પરમાત્માએ ઘેર બેઠા ઔષધિ મોકલી છે, પણ તું તેનો ઉપયોગ કરવા દે ત્યારેને?' કંચનના શબ્દોમાં જાદુ ભર્યો હતો. 'ચંપા, હું પાપ કરવા નથી જતી!' તે આગળ બોલી. 'તું જાણે છે કે મારા જીવનની સૌથી વધુ પ્રબળ આંકાક્ષા શી છે? હું એ આકાંક્ષા પૂર્ણ કરવા જાઉં છું. હું દેશસેવા કરીશ. ખુદ પરમાત્મા જ્યારે મારા કાર્યમાં સાથ આપી રહ્યા છે, પછી તું શા માટે આડો હાથ ધરે છે?'

બિચારી ચંપા શો ઉત્તર આપે? એ તો પહેલેથી જ કંચનના જાદુભર્યા સ્વરથી મોહિત હતી. પણ કંચનના જવાથી કદાચ પૂજારી આત્મહત્યા કરી બેસે, એ વિચારથી તે વિરોધ કરતી હતી.

'હું કેટલી દુઃખી છું!' કંચન ફરી બોલી, 'મારા જીવનની પ્રત્યેક ક્ષણ અનંત વેદનાનું ઘર છે. તો શું આ પ્રમાણે મારે જીવનભર તરફડ્યા જ કરવું પડશે!'

'પણ કંચન! હું તારા વિરહના શોકનો ભાર સહન કરી નહિ શકું.'

'વિરહ!' કંચન વ્યંગમાં બોલી, 'કોને માટે વિરહ? કોને માટે શોક? જીવન માટે કે મૃત્યુ માટે? જરા યાદ કર, પહેલવહેલા

તે મળ્યા ત્યારે તે કેટલા શાંત, પ્રસન્ન અને આશાવાદી જણાતા હતા ? તેઓ જીવનની પ્રગતિ માટે અનુકૂળ પરિવેષ્ટન પેદા કરી ચૂકયા હતા. પરંતુ દુર્ભાગ્યવશાત જે પળે તેમણે મારો હાથ પકડયો, તે જ પળથી તેમની ઉન્નતિનાં બધાં દ્વાર બંધ થઇ ગયાં છે. ચંપા, મારું ચાલ્યા જવું તેમને માટે કેટલું હિતકારી છે, તેની તને કયાં ખબર છે ? '

' અને તું મને ફરી કેમ જોવા નહિ પામે ? મારી યોજના તો સાંભળ. થોડે દૂર પગપાળા, પછી ઘોડાગાડી, મોટર અને છેવટે રેલગાડી ! આ પ્રમાણે હું મુંબઇ જઇશ. ત્યાં જઈ હું કોઈ સંઘમાં જોડાઇ જઇશ. પછી તને પત્ર લખી મારી પાસે બોલાવી લઇશ...'

' કંચન, તું શા માટે ખોટો આગ્રહ કરે છે ! તને ખબર છે, આ માટે મારે કેટકેટલી વાર જૂઠું બોલવું પડશે? '

' પણ ચંપા ! મારો તો લગ્ન પછીનો એક પણ દિવસ જૂઠું બોલ્યા વગરનો ગયો નથી. ' કંચને ખેદયુક્ત સ્વરે કહ્યું.

ચંપાનું હૃદય દયાથી ભરાઈ આવ્યું. તે મનમાં બોલી, 'જવું હોય તો ભલે જાય. ' પણ સાથે સાથે ભાવિ અનિષ્ટની કલ્પનાથી તે વ્યથિત થઇ ડૂસકે ને ડૂસકે રોઇ પડી.

' હું જોઉં છું કે પરમાત્મા મને સહાય કરવા તૈયાર છે. ' કંચને ઊંડો શ્વાસ લઇ કહ્યું, ' પણ આ વાત ચંપાને મંજૂર નથી !'

' કંચન ! તારી વાત હું કેવી રીતે મંજૂર કરું ?' ચંપા આંસુ લૂછતાં બોલી, ' આ દુનિયામાંથી તારું નામનિશાન ભૂસાઇ જાય એવા કામમાં તું મારી સહાય માગે છે. કંચન, જરા ખ્યાલ તો કર, તારો વિચાર કેટલો ભયંકર છે ! જો તેમાં તને સફળતા મળે તો દુઃખ તો છે જ અને અસફળતા મળે તો મોંઢે મેશ વળશે !'

પરંતુ કંચન પર ચંપાના આ શબ્દોનો કાંઈ પ્રભાવ ન પડયો. તે તો પહેલાંના જેવી જ દૃઢ હતી અને અનુનય વિનયને બદલે

ધમકીથી કામ લેવા લાગી. 'ચંપા, સાંભળ! જો તું મારી વાત મંજૂર નહિ રાખે તો હું સવારે મુનીમ પાસે જતી રહીશ. તે હજી ચોકીદારના ઘરમાં મારી રાહ જુએ છે!'

'ના, ના, ભગવાનની ખાતર એવું ન કરીશ!' ચંપા ગભરાઈ ગઈ.

'હું ખરું કહું છું કે તેમના હાથમાંથી છૂટવાને......'

દરમિયાન બહાર કોઈનો પગરવ સાંભળી તેઓ બંને ચમકી ઊઠયાં અને તેમની વાતચિતનો પ્રવાહ તૂટી ગયો.

કંચને ચંપાને ઇશારો કર્યો. ચંપાએ બારી પાસે જઈ બારણું ઊઘાડી બહાર જોયું તો ચાંદનીના પ્રકાશમાં એક માણસ જલદી જલદી પગલાં ભરતો દેખાયો. 'એ તો નોકર છે' દબાયલા અવાજે ચંપા બોલી અને પાછી આવી.

કંચનનાં ભવાં ચઢી ગયાં અને તેની આંખો અંગારા જેવી લાલચોળ થઈ ગઇ. 'ચંપા!' તે સમસમી ઊઠી, 'કહે, તેઓ મારો રતિભાર પણ વિશ્વાસ કરે છે? જ્યારથી હું અહીં આવી છું, ત્યારથી દરરોજ તેમના હુકમથી નોકરો મારી જાસૂસી કરે છે. તેમને વહેમ છે કે મારા કોઈ પ્રેમી સાથે હું અહીં મોજ માણું છું.' પૂજારીના સંદેહથી કંચનનું રોમેરોમ વિદ્રોહની ભાવનાથી ખડું થઈ ગયું હતું.

'પૂજારી અને કંચન વચ્ચે સમાધાનની આશા રાખવી નિરર્થક છે.' ચંપા મનમાં બોલી, 'પૂજારીએ તેના પ્રેમને કચડી નાખ્યો છે, એટલે તેઓ બંને પોતપોતાના રસ્તે ચાલે એ જ સારું છે.' છતાં તેણે સ્પષ્ટ સ્વરૂપમાં 'હા' તો ન પાડી, પણ ચૂપકીદી સાધી. ચૂપકીનો અર્થ કંચન સમજી ગઈ.

કંચને પોતાનાં કપડાં અને ઘરેણાં ઊતારી ચંપાનાં કપડાં પહેરી લીધાં. તપાસ થતાં તેની દરેક વસ્તુ મૂળ સ્થાને હોવી જરૂરી હતી. તેણે ચંપા પાસેથી એક ચામડાની બેગ માગી લીધી

અને તેમાં પોતાનાં છસોનાં નોટ કપડાંમાં બાંધીને મૂકયાં. એક ફાટેલી કામળી ઓઢી લીધી અને તે વિદાય લેવા ઊભી થઈ. ' ચંપા, તું કોઇ પણ પ્રકારની કુશંકા ન લાવીશ,' તે દ્રઢતાપૂર્વક બોલી, 'વિશ્વાસ રાખજે કે આ બધું ઇશ્વરની ઇચ્છાથીજ બની રહ્યું છે.'

પણ આખરે એ કઠોર ઘડી આવી પહોંચી. કંચનને ભાન થયું કે એકવાર આ માર્ગે કદમ ભર્યાં પછી પાછા ફરવું અશકય છે અને તેના ગાલ પર આંસુનાં મોટાં બિંદુ સરી પડયાં. અંતરિક્ષ પ્રતિ હાથ જોડી તે બોલી, 'હે પ્રભુ! જે મારા પ્રાણપ્રિય છે, જે મારા આરાધ્ય દેવ છે, તેમનો આજે હું ત્યાગ કરું છું.' કંચન નિશ્વાસ મૂકી બોલી, 'પ્રભુ ! તેમને ક્ષેમકુશળ રાખજે.'

કંચન જવા માટે બારણા તરફ વળી, પણ વાડા પાસે આવતાં પુનઃ તે થંભી ગઇ.

' ચંપા,' કંચન રુંધાયેલા અવાજે બોલી, ' જ્યારે મારા ગુલાબને ફૂલ આવે, ત્યારે તેનું પહેલું ફૂલ મારા સ્વામીના પુષ્પ-બતકમાં મૂકજે.'

અને પછી ?

પછી વિદાયનો મૂક અશ્રુપ્રવાહ ! અને જોતજોતામાં કંચન દરવાજો વટાવી અંધકારમાં અદ્રશ્ય થઇ ગઇ.

કંચનને ગયે પાંચેક મિનિટ પણ નહિ થઇ હોય, ત્યાં તો પુનઃ કોઇનો પગરવ સાંભળી ચંપા ચમકી ઊઠી. આ વખતે અવાજ નોકરના પગધ્વનિ જેવો નહોતો, એટલે તેને શંકા ગઈ, 'કંચન પાછી તો આવી નહિ હોય?' તે એકદમ બારણા પાસે આવી. બારણાંની આડમાંથી કોઇ અજાણ્યાને જોઇ તેનું ભીરુ હૃદય થથરી ગયું.

આગન્તુકે ફાટેલાં કપડાં પહેર્યાં હતાં, માથા પર ફાટેલું ફાળિયું હતું. તેનો દેખાવ કોઈ રખડેલ માણસ જેવો જણાતો હતો !

'અંદર ન આવશો.' ચંપા બારણું રોકી બોલી, 'અંદ
શીતળાથી મરણ પામેલી સ્ત્રીનું શબ પડયું છે...!'

પણ તે માણસ ન તો આશ્ચર્ય પામ્યો કે ન તો પાછો હઠયો
આમતેમ જોતો એ ત્યાંનો ત્યાં જ ઊભો રહ્યો અને ચંપા તેનો ઇરાદે
સમજે તે પહેલાં જ બળજબરીથી ઘરમાં ઘૂસી ગયો. ચંપાને એક
બાજુએ ધકેલી સીધો શબ પાસે જઇ આતુરતાપૂર્વક તેને ત
જોવા લાગ્યો.

પણ ચંપાએ તેને લાશને ઓળખવાનો મોકો ન આપ્યો
ધક્કો મારી તેને ઘરની બહાર કાઢી તે બારણા વચ્ચે ઊભી રહી

'આ સ્ત્રી મને શીતળાના ચેપથી બચાવવા માગે છે,' એમ
વિચારી અજાણ્યો કહેવા લાગ્યો 'મને પહેલેથી જ શીતળાનો
ચેપ લાગ્યો છે. અંદર લાશ પડી છે તે લાશ મારી સ્ત્રીની છે.'

આ સાંભળી ચંપાના હોશ ઊડી ગયા. તેનું મગજ ચકરાવ
લાગ્યું. 'પ્રભુ! હવે કંચનની યોજનાનું શું થશે!'

'પણ તમે કોણ છો?' ચંપાએ પૂછ્યું.

'હું?' અજાણ્યો શાંત સ્વરે બોલ્યો, 'હું તમારા માટે સાવ
અજાણ્યો નથી. હમણાં થોડા દિવસ પહેલાં જ તમે મારી ગાડીમ
બેસી અહીં આવ્યાં હતાં. મારે ત્યાં મારી સ્ત્રીની સરસંભાળ
રાખે એવું કોઇ ન હોવાથી, હું તેને હોસ્પિટલમાં દાખલ કરાવવ
લઇ જતો હતો, પણ રસ્તામાંથી તે ભાગી નીકળી તમારે ત્ય
આવી છે.'

ચંપાને પગ નીચેની ધરતી ખસતી જણાઇ.

'કોણ કહે છે કે, આ તારી સ્ત્રીનું શબ છે?' ચંપા બોલી
'એ તો મારાં શેઠાણીનું શબ છે.'

'શેઠાણીનું?' ગાડીવાળો વિચારમાં પડી ગયો, 'શું પૂજારીન
પત્ની મરી ગઇ?'

'હા,' ચંપાએ દબાયેલા અવાજે કહ્યું.

'તો તો આ પ્રમાણે ઘરમાં દાખલ થવાની બેઅદબી કરવા બદલ હું ક્ષમા યાચું છું !'

અજાણ્યો આવ્યો ત્યારે અવિવેકી અને રખડેલ જેવો જણાતો હતો; પરંતુ રોગ અને મૃત્યુના આ ગંભીર વાતાવરણમાં આવી, તે નમ્ર અને વિવેકી થઈ ગયો હતો. પણ ત્યાં એક બાજુ ખૂણામાં પડેલાં ચંપલ જોઈ તે બોલી ઊઠયો 'અરે ! આ તો મારી સ્રીનાં ચંપલ છે.'

હવે ચંપા શો જવાબ આપે ? તેની બધી યુક્તિઓ નિષ્ફળ ગઈ હતી. હવે તેને માટે ખરી હકીકત કહેવા સિવાય બીજો રસ્તો જ કયાં હતો ?

*　　　　*　　　　*

કંચન મંદિરમાંથી નીકળી જકાતનું નાકું વટાવી, નદીના પૂલ પરથી પસાર થતી હતી, તેવામાં પાછળ ઘોડાગાડીનો અવાજ સાંભળી તે ચમકી ઊઠી.

થોડીવારમાં ગાડી કંચન પાસે આવી ઊભી રહી. ચંપાએ ગાડીમાંથી ઊતરી બધી હકીકત કંચનને કહી સંભળાવી. ચંપાએ કહ્યું કે, 'ગાડીવાને આ વાત ગુપ્ત રાખવાનું વચન આપ્યું છે.' કંચને ગાડી તરફ જોયું. એક આધેડ પુરુષ ઘોડાની લગામ પકડી આગળની સીટ પર બેઠો હતો.

'મારી સ્રીનો અગ્નિસંસ્કાર બીજાના નામથી થાય, એ મને યોગ્ય નથી લાગતું.' ગાડીવાન બોલ્યો 'જો તમે કહેતાં હો તો તમને તમારે ઘેર મૂકી જાઉં.'

'શા માટે તમે આ બધી આંધળોડ કરો છો ?' કંચન પાસે આવી બોલી, 'શું તમે એમ માનો છો કે હું પાછી ફરીશ ?'

જવાબ આપવાને બદલે ગાડીવાળાએ મકાન તરફ જોયું. આથી કંચન વધુ પાસે આવી બોલી, 'તમારી સ્રી મરી ગઈ છે-

ત્યારે તેનો અગ્નિસંસ્કાર તેના નામથી થાય કે બીજાના નામથી થાય એમાં તમને શી હરકત છે?'

'એમ કરવાથી તેને અન્યાય થશે.' ગાડીવાન ચાલાકી રમતાં બોલ્યો.

'જે થાય એ ખરું, પણ હું પાછી ફરી શકું એમ નથી. હા, કદાચ જરૂર પડશે તો હું તમારી સ્ત્રીના રસ્તે જઈ શકું એમ છું.' કંચને ખળખળ વહેતી નદીનાં જળ તરફ ઇશારો કરી કહ્યું. તેના ચહેરાનો ભાવ સ્પષ્ટ કહેતો હતો, કે તે જે બોલતી હતી, તેનો અમલ કરવાની પણ તેનામાં તૈયારી હતી.

ગાડીવાળો મોં ફેરવી ઊભો હતો. 'હું જાણું છું કે તેનો અંતિમ સંસ્કાર સારી રીતે થશે.' ગાડીવાન બોલ્યો, 'પણ મને તેની જરાય પરવા નથી. તે મારી વિવાહિતા સ્ત્રી ન હતી, છતાં......'

આ વખતે ચંપાએ ચીસ પાડી; કંચન પાણીમાં કૂદી પડવાને પૂલના કઠેરા પર ચડી હતી.

'ભગવાનની ખાતર આવું ન કરશો!' ગાડીવાળાએ વિનંતી કરી.

'ના, હું ઘેર નહિ આવું.' કંચન ત્યાંની ત્યાં ઊભી ઊભી દૃઢતાપૂર્વક બોલી.

'વારુ, તમારે ઘેર પાછા ન આવવું હોય તો ન આવશો. આ સંબંધી હું કોઇને એક અક્ષર પણ નહિ કહું. ચાલો, ગાડીમાં બેસી જાવ. તમારે જ્યાં જવું હોય ત્યાં હું તમને મૂકી જાઉં.'

'આજે તો ખરેખર કંચન જાદુગર બની છે.' ચંપા આશ્ચર્ય પામતી મનમાં બોલી, 'કંચન પોતાનું ધાર્યું દરેક પાસે કરાવે છે, છતાં કોઈ ચું કે ચાં બોલતું નથી.'

# પ્રકરણ ૧૮ મું

જે દિવસના શ્રીગણેશ કંચનના પલાયનથી થયા, તે દિવસ ઘણો જ લાંબો અને ઉદાસીનતાભર્યો હતો. ચંપા એ દિવસના અવસાનની પ્રતીક્ષા કરતાં કરતાં કંટાળી ગઈ.

કંચનને વિદાય આપી, ચંપા ઘેર આવી, ત્યારે ત્રણ પહોર રાત વીતી ચૂકી હતી. સૂર્યોદય થતાં પહેલાં કંચનનાં પલાયનનાં બધાં ચિહ્નોનો નાશ કરી નાખવો જરૂરી હતો, એથી ચંપાએ મૃતકનાં બધાં કપડાં બાળી નાખ્યાં અને એ અસ્તવ્યસ્ત ઓરડામાં બધું પૂર્વવત્ કરી, ભયથી કંપતી, બાજુના ઓરડામાં જ્યાં લાશ પડી હતી ત્યાં આવી. તે શબ પાસે જતાં ડરે એટલી ડરપોક તો નહોતી, પણ કોઈ અનુચિત વર્તાવથી મૃતકનો આત્મા રખે અપ્રસન્ન થાય, એ વિચારથી તે બીતી હતી. સૌથી પહેલાં તેણે મૃતદેહની પાસે આવી પ્રાર્થના કરી, પછી લાશ પર ચાદર ઢાંકી વિચાર કરવા બેઠી, 'કંચનના મૃત્યુના સમાચાર કેવી રીતે આપવા? તે કાલે આખો દિવસ પથારીમાંથી ઊઠી નહોતી, એટલે એમ કહીશ કે પરમ દિવસે સાંજથી તેની તબિયત વધુ લથડી હતી...'

પણ ધીમે ધીમે ચંપાને થાક ચડવા લાગ્યો. બેચેન બની તે સ્ટૂલ પર બેઠી. ફરી પાછી તે ઊભી થઈ, પણ તેને કાંઈ ચેન ન પડયું. આખરે તે મૃતદેહ પાસે જરા આડે પડખે પડી વિચાર કરવા લાગી, 'આમ ક્યાં સુધી હું રાહ જોઈ બેસી રહીશ? જ્યારે આ ભ્રમનો ભેદ ફુટશે ત્યારે મારી શી વલે થશે? તો પછી અત્યારે નોકરોને જગાડીને આ વાત શા માટે ન કરવી?'

પરંતુ આ વખતે ચંપાને એક અદ્ભુત દિવાસ્વપ્ન દેખાયું. તેને પ્રતીતિ થઈ કે જાણે પોતાનો આત્મા ખોળિયું ત્યજીને બ્રહ્માંડના અનંત પ્રકાશમાં વિહરતો હતો. ત્યાંથી પૃથ્વીનું વક્ષઃસ્થળ

એટલું તો સ્પષ્ટ અને પૂર્ણ દેખાતું હતું, જાણે ભૌગોલિક માનચિત્ર પર રંગાયેલું ન હોય ! નદીઓ ઉગમથી તે સંગમ સુધી, પહાડો એક છેડાથી તે બીજા છેડા સુધી અને જમીન એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધી દૃષ્ટિગત થતાં હતાં. "કેટલું વિશાળ અને અલૌકિક એ દૃશ્ય છે!' ચંપાએ વિચાર કર્યો, પણ આ સૌંદર્યનો લહાવો લેવા તે એક ક્ષણ પણ ન રોકાઈ શકી. તે ઊંચે ને ઊંચે ચડતી ગઈ અને એક અદ્ભુત સ્થાને જઈ પહોંચી. ત્યાંથી આખી માનવજાતિનું ભૂત અને ભવિષ્ય સ્પષ્ટ દૃષ્ટિગોચર થતું હતું અને મનુષ્યનો જીવનકાળ ક્ષણથી પણ અધિક ક્ષણિક અને આકાર સૂક્ષ્મથી પણ અતીસૂક્ષ્મ દેખાતો હતો. ત્યાંથી ચંપા જીવનઘટનામાંથી પસાર થતા અસંખ્ય પ્રાણીઓનું આવાગમન જોવા લાગી. તેણે જોયું : મનુષ્ય કેટલી ત્વરાથી અદૃષ્ટમાંથી ઉત્પન્ન થઈ પુનઃ અદૃષ્ટના ગર્ભમાં વિલીન થઇ જતો હતો ! પણ સૌથી અદ્ભુત દૃશ્ય તો હતું : એક છિન્નભિન્ન પગદંડીના એક છેડા પર કંચન ઊભી હતી અને તેના બીજા અંધકારપૂર્ણ છેડા પર ચાર કલાક પહેલાં શીતળાનો ભોગ બની મરણ પામેલી સ્ત્રી ઊભી હતી. ચંપાએ તે સ્ત્રી તરફ જોયું તો તેને એકાએક પ્રતીતિ થઈ કે જાણે તે અજાણી સ્ત્રીનો અંધકારપૂર્ણ માર્ગ, પ્રકાશની એક ક્ષીણ રેખામાં પરિણિત થઈ ગયો હતો અને તેના અંતિમ છેડા પર ઊભી ઊભી તે સ્ત્રી કંચનની પગદંડીને કાપતા રસ્તા તરફ સંકેત કરતી કહેતી હતી, 'જો, મારા જીવનની સૌથી વધુ પ્રબળ આકાંક્ષા મારા મૃત્યુથી પરિપૂર્ણ થઈ છે.'

એથી આગળ ચંપા કાંઇ સાંભળી ન શકી. અચાનક આંખને આંજી નાખે એવો પ્રકાશ પ્રગટ થયો અને તેમાં તે સ્ત્રી વિલીન થઇ અંતર્ધ્યાન થઇ ગઇ.

અને તે સમયે કોઇએ ઓરડીનું બારણું ખખડાવી બૂમ મારી, 'કેમ ખબર નથી પડતી? સાડા સાત વાગી ગયા છે.'

ચંપાનું સ્વપ્ન ઊડી ગયું. તે ઊભી થઈ, પણ તેના પગ લથડીવાં ખાવા લાગ્યા અને ક્ષણભર તે સંજ્ઞાશૂન્ય થઇ ગઇ. આ દરમિયાન

કામ કરનારીએ ચાનો પ્યાલો લઇ ઓરડામાં પ્રવેશ કર્યો. બત્તીમાં તેલ ખૂટયું હતું, એટલે માત્ર દિવેટ જ બળતી હતી. કામ કરનારીએ ચંપાને હાંક મારી, પણ જવાબ ન મળતાં તે શંકિત થઇ પથારી પાસે આવી. તેણે જોયું તો ચંપા ગાંસડીની માફક ઊંધા મોંએ પડી હતી અને શેઠાણીની પથારીમાં ચાદર વીંટેલી એક લાશ પડી હતી. તેણે ચાદરનો છેડો ઊંચો કર્યો, તો કાળા કાળા ચકામાથી ભરેલા બે હાથ તેને દેખાયા. એથી વધુ તે કાંઇ જોઇ ન શકી. સહસા ચંપા બોલી ઊઠી, 'અરે! અડકીશ નહિ તને શીતળાનો ચેપ લાગશે.'

કામ કરનારી ગભરાઇને બે કદમ પાછી હટી ગઈ. થોડી વારમાં કંચનના અવસાનની વાત આખા ગામમાં ફેલાઇ ગઇ

ચેપ લાગવાના ભયથી કોઇ શબ પાસે ન આવ્યું. થોડી-વારમાં ડાઘુઓ ભેગા થયા અને જેમતેમ ઠાઠડી તૈયાર કરી, શબને સ્મશાન પહોંચતું કર્યું. ન તો કોઇ પ્રકારની શબની તપાસ થઇ, કે ન તો કોઇને સંદેહ થયો કે કંચન જીવે છે!

* * *

બીજી તરફ ગાડીમાં બેઠી બેઠી કંચન ગાડીવાન તરફ જોઇ વિચાર કરતી હતી, 'આ મનુષ્ય નહિ પણ સાક્ષાત્ કાળ છે અને તે મને જગતથી દૂર દૂર યમલોકમાં લઈ જાય છે.' રાત અંધારી હતી. અંધકારમાં ગાડીવાનની ઘેરા રંગની ટોપી, ચપટું નાક અને જાડી ગરદન સિવાય બીજું કાંઇ દેખાતું નહોતું. ગાડી મિલ વિસ્તારમાંથી પસાર થતી હતી. આસપાસના ખોરડાંઓ અને વસ્ત્રવિહીન ભીખારીઓ પોતાનું નગ્ન સ્વરૂપ પ્રદર્શિત કરી રાત્રિની નિસ્તબ્ધતામાં વૃધ્ધિ કરતાં હતાં. આ શૂન્ય વાતાવરણમાં આવી, બે ઘડી પહેલાં ઉત્સુક અને ચંચળ જેવી જણાતી કંચન એકદમ નિરાશ અને ઉત્સાહહીન થઇ ગઈ અને પોતાની બધી આકાંક્ષાઓને વેગળી મૂકી તે હતાશ અને સંજ્ઞાશૂન્ય બની ગઈ. 'ખરેખર અહીં મૃત્યુનું જ સામ્રાજ્ય છવાયું છે!' આસપાસનું દૃશ્ય જોઇ તે કંપી ઊઠી.

અને ખરેખર જ કંચન પોતાનામાં વિચિત્ર પરિવર્તન જોવા લાગી. પોતાને સુખદુઃખે બાંધનારી સમસ્ત શ્રૃંખલાઓ તેને એક પછી એક ઢીલી પડતી જણાઇ અને જાણે ધીરે ધીરે શિશુ–વયનાં તોફાન અને માતપિતાના લાડથી માંડીને વિવાહિત જીવનમાં કલહ સુધીની બધી સ્મૃતિઓ વિખેરાઈ ગઇ હતી એમ તેને લાગ્યું. તેનું હૃદય આકાશ જેવું શૂન્ય થઇ ગયું હતું. તેમાં નહોતી ઈર્ષ્યા, નહોતો બડબડાટ, નહોતી ઉત્કંઠા કે નહોતી હોંશ!

તે વિચાર કરવા લાગી, 'હવે કોઇ પણ મારી પાસે આવી શકે તેમ નથી. હવે હું બીજી દુનિયામાં દાખલ થઇ ચૂકી છું. મૃત્યુ કેવું સુખપ્રદ છે! મારાં સમસ્ત બંધનો તૂટી ગયાં છે અને હું અનંત વિશ્રામની તરફ પ્રયાણ કરું છું.'

તે મૃત્યુની કલ્પનાથી પોતાના ભાવનાઓનું સામંજસ્ય કરતી હતી, પણ તેને ખબર નહોતી કે તેની દશા કાચા દોરથી બંધાયેલી વેલડી જેવી હતી કે જે બંધન તૂટતાં સ્વતઃ તૂટીને જમીન પર પડે છે.

ક્રમશઃ પૂર્વ ગગનમાં પ્રકાશની એક ક્ષીણ રેખા ફૂટી નીકળી અને રાત્રિનો ઘોર અંધકાર ઉષઃકાળના શુભ્ર આલોકમાં પરિણિત થવા લાગ્યો. કંચનનાં સ્વપ્નાં કોણ જાણે ક્યાં ય અદૃશ્ય થઇ ગયાં. હવે ન તો પેલી કાળી મૂર્તિ દેખાતી હતી કે ન તો આસ-પાસના વિકટ દ્રશ્યોનું સામ્રાજ્ય. હવે તો ગાડીમાંનો પેલો કાળો આકાર ફક્ત ગાડીવાન જ હતો.

ઘોડો આખી રાત ચાલ્યો હતો, એટલે થોડીવાર માટે તેઓ એક ઝૂંપડી પાસે વિશ્રામ કરવાં થોભ્યાં. કંચનનો વિચાર સ્ટેશને જઇ ટ્રેન પકડી મુંબઇ જવાનો હતો.

સમય વીતાવવા ગાડીવાને વાત શરૂ કરી. 'મને મારા ધંધાને અંગે ગામોગામ રખડતાં કેટલી ય અદ્ભુત વાતો જોવાનો પ્રસંગ મળ્યો છે. પણ આજના જેવી અજબ ઘટના તો મેં ક્યાં ય જોઈ નથી!'

'ખરેખર ?' કંચન બોલી.

'આ વખતે મારું પત્થર સરખું હૃદય શાથી પીગળી ગયું, એ જ મને નવાઈ લાગે છે !'

'હા, મને પણ એ જ નવાઇ લાગે છે. મને આશા છે કે તમારી આજની મહેનત નિષ્ફળ નહિ જાય !'

'ખેર, એ તો નજીવી બાબત છે, પણ તમે ગાડીમાંથી ઊતરી ક્યાં જશો ?'

'મુંબઇ.' કંચને હસીને કહ્યું.

'મુંબઈ !' ગાડીવાને આશ્ચર્યથી કંચન તરફ જોયું. 'ખબર છે, ત્યાં રહેવા માટે એક થેલી રૂપિયા જોઇએ !'

'તે તમે મને એટલી મૂર્ખી ધારી લીધી કે હું વગર પૈસે આ દુર્ગમ યાત્રા કરવા નીકળી હોઇશ ?'

દરમિયાન બીજી એક ગાડી સામે મળી. તેમાં બેઠેલા માણસે ગાડીવાળાને જોઇ બૂમ મારી, 'આમ ક્યાં જાય છે ? એ બાજુ તો મ્યુનિસિપલ દાક્તર તારી રાહ જોતા બેઠા છે. આજે સવારે ખબર આવી છે કે તને શીતળાનો ચેપ લાગ્યો છે. જલીયાના પૂજારીની પત્ની તારી સ્ત્રીના ચેપથી એકાએક મરણ પામી છે.'

હવે શું કરવું ? આગળ જવામાં સહિસલામતી નહોતી, એટલે તેઓ દક્ષિણ તરફ વળ્યાં. ગાડીવાને કહ્યું, 'આ રસ્તે આપણે નડિયાદ જઇશું; ત્યાંથી તમો મુંબઇ જઈ શકશો.'

ગાડી આસ્ફાલ્ટની સડક પર દોડતી હતી. ઘોડો થાકીને લોથપોથ થઇ ગયો હતો. એટલે જરા આગળ જઇ ઘોડો અટકી ગયો. ના છૂટકે આથી વિશ્રામ કરવા તેમને થોભવું પડયું. સમય પસાર કરવાના હેતુથી પુનઃ વાતચીત શરૂ થઇ.

'તમે કહ્યું હતુંને કે તે તમારી વિવાહિતા નહોતી ?' કંચન બોલી.

'હા, તે બીજાની સ્ત્રી હતી, પણ તેને મારી સાથે રહેવું ગમતું હોવાથી તે મારી સાથે નાસી આવી હતી.'

'ત્યારે તો તે તમને તેના પતિથી વધુ ચાહતી હશે ?'

'તેની મને ખબર નથી, પણ તે તેના પતિથી કંટાળી ગઈ હતી. તેનો પતિ–નીરુ તેને ચાહતો નહોતો, પણ તે નીરુને શુદ્ધ હૃદયથી ચાહતી હતી.'

'નીરુ ?' કંચન આશ્ચર્ય પામી ! 'શું તે નીરુની પત્ની હતી ?'

'હા, કદાચ તમે તેની વાત તો સાંભળી હશે! સંભવ છે કે, નીરુના કલંકને લીધે તે મારી સાથે નાસી આવી હોય!'

'ત્યારે તો તમને ખબર હશે, કે નીરુ ક્યાં રહે છે ?' અનિચ્છા હોવા છતાં કંચનથી પૂછ્યા વીના ન રહેવાયું.

'અહીંથી થોડે દૂર દેવળી ગામ છે. ઘણા વર્ષથી તે ઉજ્જડ થઈ ગયું છે. તે વેચાણ રાખી નીરુ ત્યાં રહે છે. તેણે ત્યાં આશ્રમ ખોલી દરિદ્રનારાયણની સેવાનું કાર્ય શરૂ કર્યું છે.'

ઘોડો ચરી રહ્યો એટલે ગાડી હંકારવામાં આવી. તેઓ બે ફર્લાંગ પણ દૂર નહિ ગયાં હોય, ત્યાં તો ગાડીવાન નીચે સડક પર ગબડી પડયો. 'આમ શાથી થયું !' ઊભા થઇ કપડાં ખંખેરતાં ખંખેરતાં તે પોતાની જગ્યાએ બેસી હાથમાં લગામ લઈ બબડયો. 'માથુ ભમે છે, પૃથ્વી ગોળગોળ ફરતી જણાય છે.' બે મિનિટ પણ નહિ વીતી હોય ત્યાં તો ગાડીવાળો ફરી ગબડી પડયો.

ગાડીવાળાને ઝોકાં આવતા હશે એમ વિચારી કંચને ગાડીવાળાને અંદર બેસી હાંકવાનું કહ્યું, પણ તે જ ઘડીએ ગાડીવાળા ના હાથમાંથી લગામ સરી પડી. આથી તે બબડયો, 'હે ભગવાન! શું મને ચેપ તો લાગ્યો નથીને ?'

કંચને કહ્યું, 'લાવો, મને લગામ આપો. હું હાંકું છું. તે દરમિયાન તમે જરા વાર આરામ કરો.'

કંચન આગળની સીટ પર બેઠી અને ગાડીવાળો જોરથી નસકોરાં બોલાવવા લાગ્યો. ઘોડો થોડે દૂર જઈ થંભી ગયો અને આગળ વધવાનો તેણે સાફ ઇન્કાર કર્યો. કંચને જોરથી લગામ ખેંચી, ચાબૂકો ફટકારી, પણ ઘોડો એકનો બે ન થયો. 'ઘોડો એક ડગલું પણ ચાલતો નથી. અંધારું તો વધતું જાય છે.' કંચન બોલી, 'આટલામાં રાતવાસો કરવા કોઇ સ્થળ મળી શકશે?'

ગાડીવાળો આંખો ચોળી બેઠો થયો અને આસપાસ જોઇ બોલ્યો, 'આ તો દેવળી છે.'

'દેવળી?' કંચન આશ્ચર્યચકિત થઈ બોલી. 'શું નીરુ અહીં રહે છે?'

તે એટલી બધી હતાશ થઈ ગઇ કે જાણે પોતે નદીની મધ્યમાં ડૂબતી ન હોય! 'નીરુ!' તે નિશ્વાસ મૂકી બોલી, 'તને રહેવા માટે આ સિવાય બીજું એકે સ્થાન ન મળ્યું?'

ગાડીવાળાએ લગામ પોતાના હાથમાં લીધી અને એક ઝૂંપડી બતાવી બોલ્યો. 'જુઓ, પેલા ઝાડ નીચે ગાડી છોડું છું. અહીં આપણે નીરાંતે રાતવાસો કરી શકીશું.' ઝૂંપડીની આજુ-બાજુ બગીચો હતો.

કંચન ગાડીમાંથી ઊતરીને ઝૂંપડી તરફ ગઇ. દરવાજો ઉઘાડતાં બે ઓરડા દેખાયા. ઓરડામાં પાણીનું માટલું, પવાલું અને શેતરંજી હતાં. કંચને પાણીનું માટલું ભર્યું. આ દરમિયાન ગાડીવાળો પણ ત્યાં આવી પહોંચ્યો. આવતાં જ તે સીધો શેતરંજી પર લાંબો થયો અને ગાઢ નિંદ્રામાં પોઢી થયો. કંચન બીજા ઓરડામાં આવી અને આગળના કાર્યક્રમ વિષે વિચાર કરવા લાગી. આ દરમિયાન તેને પોતાની બેગ યાદ આવી. ઓરડામાં બેગ ન જોતાં તે ગભરાઇ ગઈ. તે હાંફળીફાંફળી ગાડી તરફ દોડી. સૌભાગ્યવશાત બેગ ગાડીમાં પડી હતી. બેગ લઈ તે ઓરડામાં પાછી ફરવા જાય છે ત્યાં તો તેને અવાજ સંભળાયો, 'કોણ શારદા છે કે?'

પ્રગાઢ અંધકાર હતો, એટલે બોલનાર તરત ન દેખાયું, પણ થોડીવાર પછી કેડેથી વળી ગયેલો એક વૃદ્ધ તેને દ્રષ્ટિગત થયો.

'પાસે ન આવશો !' કંચન બોલી ઊઠી, 'મને શીતળાનો ચેપ લાગ્યો છે.'

'મને ખબર છે.' આગંન્તુક બોલ્યો, 'સવારે જ મને સમાચાર મળ્યા હતા...પણ મને આશા ન હતી કે તમે પાછાં આવશો.'

'આ નીરુના પિતા છે.' કંચન મનમાં બોલી, 'અને તે મને પોતાની પુત્રવધૂ શારદા સમજે છે.'

'નીરુ સવારનો બહાર ગયો છે.' કેવળભાઈ બોલ્યા, 'મને ખબર છે કે તમને શીતળાનો ચેપ લાગ્યો છે; પણ એથી કાંઇ તમે થોડાં જ મારાં પુત્રવધૂ મટી જવાનાં છો? લો, આ તમારા ઓરડાની ચાવી. કોઈ પણ જાતનો સંકોચ રાખશો નહિ. જાઓ, આરામ કરો.'

વૃદ્ધ ચાલ્યો ગયો અને કંચન ઓરડામાં આવી. થોડીવાર પછી ભોજન આવ્યું. જમી કંચન શેતરંજી પર આડી પડી અને વા'ણું થતાં પહેલાં છાનામાના કેવી રીતે પલાયન થઇ જવું એનો વિચાર કરવા લાગી. પણ તુરત જ તે એવી તો ગાઢ નિંદ્રામાં ડૂબી ગઇ કે એક જ ઊંઘે સવાર પડી ગઈ.

## પ્રકરણ ૧૯ મું

કંચન જાગી ત્યારે સૂર્યનાં સોનેરી કિરણો ઓરડામાં રમતાં હતાં. રાત્રિની વિશ્રાંતિથી તેનો થાક ઊતરી ગયો હતો. તેના મનમાં દ્રઢતા હતી. તેણે જે કાંઇ કર્યું હતું, તે બદલ તેને પસ્તાવો થતો નહોતો. ફક્ત એક જ વાતની તેને ચિંતા હતી કે કોઈ ઓળખી જઇ તેનો સારો ખેલ બગાડી ન નાખે.

ઊઠતાંની સાથે જ તેણે નાસવાની તૈયારી કરવા માંડી. સામાન બાંધી કરી તે બારણા તરફ વળી, ત્યાં તો તેની નજર કાગળના એક ટુકડા પર પડતાં જ તે ચમકી ઊઠી. તેમાં લખ્યું હતું, 'તમારો સાથી ચાલ્યો ગયો છે. અમે જાણીએ છીએ કે તમારો ઇરાદો અહીં રહેવાનો છે. ભલે તમે ગમે તેવું પગલું લીધું હોય, પણ તમે વિશ્વાસ રાખજો કે અમારી તમારી ઉપર જરાએ ખફામરજી નથી.'

ચિઠ્ઠી વાંચી કંચન બાજુના ઓરડામાં ગઇ. ત્યાં તેણે જોયું તો ગાડીવાળો ખરેખર ચાલ્યો ગયો હતો. 'બલા ટળી,' તે ખુશ થઇ બોલી, 'હવે સહેલાઇથી હું ભાગી શકીશ. દુનિયાના રસ્તાથી અજાણી છું, એટલો જ વાંધો છે. પણ પૂછતાં પૂછતાં ક્યાં જવાતું નથી ? સાંજ સુધીમાં તો દુનિયા પહોંચી જઇશ.'

તેણે ચંપાના ફાટેલાં કપડાં પહેરી લીધાં, પણ રવાના થતી વખતે તેને રૂપિયા યાદ આવતાં તેનું હૃદય ધડકી ઊઠ્યું. શંકિત-હૃદયે તે બધાં ખીસ્સાં ફેંદી વળી, બધો સામાન વિખેરી નાંખ્યો, પણ છસો રૂપિયાનાં નોટની પોટકી હાથ ન લાગી. તેના પગ કાષ્ટવત્ થઇ ગયા અને તે નીચે બેસી પડી. તેની બધી યોજના પર પાણી ફરી વળ્યું. મુંબઈ જવું તો દૂર રહ્યું, પણ નડિયાદ પહોંચવું મુશ્કેલ થઇ પડ્યું.

કંચનને સમજતાં વાર ન લાગી કે આ કામ ગાડીવાળાનું હતું. 'હે ભગવાન ! તને આ શું સૂઝ્યું !' તે બળાપો કરવા લાગી, 'આ ઘરવાળા ભલા માણુસ છે. મને પીછાણતાં તેઓ તરત મારા પતિને ખબર મોકલશે. પ્રભુ ! હું શું મોં લઇને ત્યાં પાછી જઇશ ? ત્યાં તો મારા મરણની ખબર બધે ય ફેલાઇ ગઇ હશે. ધોબીના કૂતરાની માફક હું 'હવે ન રહી ઘરની કે ન રહી ઘાટની !'

બે હાથમાં મોં છૂપાવી, નિરાશ થઇ કંચન મૃત્યુ પાસે સાંત્વના મેળવવા પ્રયત્ન કરવા લાગી. 'કાલે રાતે મેં ગાડીમાં બેઠાં બેઠાં બરાબર વિચાર કર્યો હતો. આ ગાડીવાળો સાક્ષાત

મૃત્યુનો અવતાર હતો અને લોકો નાહક મૃત્યુને બદનામ કરે છે. હું તો કહું છું કે લોકો ધારે છે એટલું મૃત્યુ કઠોર કે ભયંકર નથી. કેટલી સરળતાથી તેણે મારાં બધાં સામાજિક બંધનો કાપી નાખ્યાં ! તો હવે શા માટે હું બધી આશાઓને તિલાંજલિ આપી મૃત્યુને જ ન ભેટું ?'

આ દરમિયાન કોઇનો પગરવ સાંભળી કંચનની વિચાર-શ્રૃંખલા વિખરાઈ ગઇ. પગરવ કોઈ પુરુષનો હતો; એથી કંચને અનુમાન કર્યું કે આવનાર નીરુ સિવાય બીજું કોઇ નહિ હોય, છતાં તે હાથમાં મોં છુપાવી ત્યાંની ત્યાં જ બેસી રહી, હવે તેને નહોતી રહી કોઇ પ્રકારની ઉત્કંઠા કે નહોતો રહ્યો કોઇ પણ પ્રકારનો ભય.

આગંતુકે ઓરડીમાં આવી એક બાજુએ ચંપલ કાઢયાં અને ખૂણામાં જઇ તે દેવતા પાડવા લાગ્યો.

'તું કેટલી કઠોર છે, શારદા ?' થોડીવાર પછી આગંતુકનો અવાજ સંભળાયો, 'શું તને મારાં વૃદ્ધ માતાપિતાની પણ દયા નથી આવતી ?'

કંચન નીરુનો અવાજ ઓળખી ગઈ. તેણે મોં ઊંચું કરી વેદનાભરી દૃષ્ટિએ નીરુ તરફ જોતાં કહ્યું, 'તમે જેને મળવા આવ્યા છો, તે હું નથી. હું જલીયાના પૂજારીની અભાગણી સ્ત્રી કંચન છું.'

ચમકીને નીરુ બે કદમ પાછો હઠી ગયો, પણ મનને મક્કમ અને સ્થિર રાખવાના છેલ્લા થોડા દિવસના અભ્યાસથી વજ્ર જેવા સમાચાર સાંભળીને પણ તે અધીરો થતો ન હતો. એટલે કંચનનું નામ સાંભળી તે મનમાં બોલ્યો, 'કંચને તો પરમ દિવસે રાતના આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો છે. હવે આ દુનિયામાં કંચનની હયાતી ક્યાંથી હોઇ શકે ? હું પોતે જ તેના મૃત્યુના સમાચાર સાંભળી તેનાં અંતિમ દર્શન કરવા જલીયા ગયો હતો, પણ ત્યાં પહોંચનાં પહેલાં જ તેને તો અગ્નિસંસ્કાર થઇ પણ ગયો હતો...'

નીરુ વિચારતરંગોમાં એટલો તો તલ્લીન થઈ ગયો કે તેને ખ્યાલ પણ ન રહ્યો કે કંચન તેના સ્વગત વિચાર સાંભળતી હતી. કંચન તેના હૃદયના ટુકડા થતા જોઈ તે ધ્રુજી ઊઠી. તે મનમાં બોલી, 'ખરેખર જો કંચન જ મૃત્યુ પામી હોત તો કેટલું સારું થાત!'

'ખરું કહો છો.' કંચન પુનઃ નીરુના મનનો જવાબ આપતાં બોલી, 'એક રીતે તો કંચન મરણ જ પામી છે, છતાં હું અભાગિણી હજી જીવું છું!'

નીરુની મુખમુદ્રામાં અજબ પરિવર્તન ઝળકવા લાગ્યું. એકાએક તેની આંખો ચમકી ઊઠી, ગાલ લાલ થઈ ગયા અને હૃદય ઊછળવા લાગ્યું. તે વિદ્યુત જેવી તીવ્રતાથી આખા મામલાનું રહસ્ય સમજી ગયો.

'કંચન!' નીરુ આનંદથી બોલી ઊઠ્યો, પણ બીજી જ ક્ષણે તેનો અવાજ નરમ પડી ગયો અને દબાયેલા અવાજે તેણે પૂછ્યું, 'પણ આ શું? તમે અહીં ક્યાંથી?'

નીરુની વાણીમાં એટલી તો ગંભીર સહાનુભૂતિ હતી કે કંચનની બધી ઉદાસીનતા વિલુપ્ત થઈ ગઈ. 'ઓછામાં ઓછો એક માણસ તો આ અભાગિણીને સહાનુભૂતિની નજરે જુએ!' તે મનમાં બોલી અને તેની આંખોમાંથી આનંદનાં મોટાં મોટાં આંસુ ટપકવા લાગ્યાં.

'નીરુ! હું જીવનના સૌથી કઠોર સંકટમાં ફસાઈ ગઈ છું' કંચન કરુણ સ્વરે બોલી અને નીરુના પગ પકડી, તે બાળકની માફક ધ્રુસકે ને ધ્રુસકે રોવા લાગી. 'મને બચાવો, મારે તમારા સિવાય બીજે ક્યાંય આશરો નથી.'

નીરુ કંચનના ખભા પર હાથ મૂકી ઝૂક્યો. તે એટલો બધો ઝૂક્યો કે તેનું કપાળ કંચનના સ્નિગ્ધ હોઠે જઈ અડ્યું. 'એકવાર તમે મારી એક મહાન સંકટમાંથી રક્ષા કરી હતી,' નીરુ રુંધા-

ચેલા અવાજે બોલ્યો, 'તો આજ હું તમારો કરુણ પોકાર સાંભળી તે ઉપકારનો બદલો વાળતાં શું આનાકાની કરીશ?' પછી એક બાજુએ બેસી હૃદયનો આવેગ દબાવતાં તે બોલ્યો, 'આ દુઃખદ પરિસ્થિતિનું કારણ શું હતું?'

'શું કહું? વાત એટલી તો લાંબી છે કે તેની શરૂઆત ક્યાંથી કરવી એ મને સૂઝતું નથી!' કંચન નીરુ પાસે બેસી બોલી, 'અમારું લગ્ન સુખી ન નીવડ્યું અને પરિણામે ન તો તેઓ સુખ મેળવી શક્યા કે ન તો હું.'

'આવી જ સ્થિતિ શારદાની પણ હતી.' નીરુ ગણગણ્યો. 'મારી સાથે લગ્ન કરી તે પણ જરા સુખ મેળવી શકી નહોતી.'

'તમે મુનીમવાળો પ્રસંગ તો સાંભળ્યો હશે?'

'હા, પરંતુ તેમાં દુર્ભાવની છાયા નહોતી. ફક્ત શોક—અનવરત શોક જ હતો.'

'મારા મરણ માટે કોઈને શંકા ગઈ છે ખરી?'

'ત્યાં તો બધા એમ જ માને છે કે તમારું શીતળાના ચેપથી મરણ થયું છે.'

'પ્રભુ! તમને ક્યાંથી ખબર હોય, શીતળાના ચેપથી મરનાર કોણ હતું......?' કંચન બોલતાં બોલતાં અટકી ગઈ.

'કોણ?' નીરુ ચમકી ઊઠ્યો, 'શું શારદા હતી?' કંચન વધુ નજીક આવી અને આંખમાંથી આંસુ વહેવડાવવા લાગી.

ઘણા વખત સુધી ઓરડામાં નીરવતા છવાઈ રહી.

ઘણા સમય પછી કંચન આગળ વાત શરૂ કરે એટલા ખાતર નીરુ બોલ્યો, 'પછી?'

અને કંચને વિગતવાર વાત કરતાં જણાવ્યું કે કેવી રીતે તે અજાણી સ્ત્રીએ ઘરમાં પ્રવેશ કર્યો, કેવી રીતે તરફડી તરફડીને તેણે પ્રાણત્યાગ કર્યો, કેવી રીતે ગાડીવાળો હાજર થયો અને છેવટે

પોતાને દેવળી પહોંચાડી તે કેવી રીતે નોટોની ચોરી કરી અગિયારા ગણી ગયો.

નીરુ ધ્યાનપૂર્વક તેનો એકેએક શબ્દ સાંભળતો હતો. તે જાણતો હતો કે આ અભાગિણી સ્ત્રી માટે હવે દુનિયાના બધાં દ્વાર બંધ થઇ ગયાં હતાં. એટલે નજીકના ભવિષ્યમાં વ્યતિત થનાર તેના દુઃખી જીવનની કલ્પના માત્રથી તે ઉદાસ થતો હતો. 'જો સંસારમાં રહેવાની તેની ઇચ્છા હશે તો આ અભાગિણીને માટે, કર્મનાં કડવાં ફળ ચાખ્યા સિવાય બીજો કાંઈ જ માર્ગ નથી.'

કંચનની રામકહાણી પૂરી થઇ, પણ નીરુની ચૂપકીદીનો ભંગ ન થયો. તે નક્કી નહોતો કરી શકતો કે શું કરવું અને શું ન કરવું? કંચન નીરુની ચૂપકીદી જોઈ ભયભીત થતી હતી. 'મને જલીયા તો પાછી નહિ મોકલી દેને? આ અભાગિણીનો વૃથા ભાર કોણ ઉપાડે?'

કંચન નિરાશ થઇ પુનઃ મૃત્યુનું આવાહન કરવા લાગી, પણ છેવટે નીરુ ઊભો થયો અને અત્યંત સહાનુભૂતિ પૂર્ણ સ્વરમાં બોલ્યો, 'કંચન! આ કાંઈ સામાન્ય વાત નથી. પણ એક વાત તો નક્કી છે કે તમારે ચેપ લઈને ઠેકઠેકાણે ફરવું નહિ જોઇએ, એટલે મારી સમજ પ્રમાણે તમે થોડા દિવસ અહીં રોકાઇ જાવ એ જ ઉત્તમ છે.'

કંચનને થયું: પોતાનો બધો ભાર તેણે પોતાની કાંધ પર લઇ લીધો. છતાં તે પૂછ્યા વિના ન રહી શકી, 'ત્યાર પછી?'

નીરુ માથુ ઝુકાવી ક્ષણ વાર વિચારમાં પડી ગયો. તે સમજી ગયો કે આ પ્રશ્નના જવાબ પર કંચનના જીવનમરણનો આધાર છે. છેવટે ખૂબ જ વિચાર કરી એ આટલું જ બોલ્યો, 'આગળ ઉપર જેવી ભગવાનની મરજી!' તેને વિશ્વાસ હતો કે થોડા દિવસમાં કંચનની ઉત્તેજના શાંત પડી જશે.

# પ્રકરણ ૨૦ મું

ડીસેમ્બર ૧૯૪૪ની વાત છે. એક દિવસ અચાનક કંચનની માતા પોતાના જમાઈની ખબર કાઢવા જલીયા આવી. થોડા દિવસ પહેલાં જ પૂજારી પોતાની માને ઘરની દેખરેખ રાખવા બોલાવી લાવ્યા હતા. પૂજારીની માતા એક ભલીભોળી વૃદ્ધા હતી. તેને ઘરમાં એકલાં સૂનું લાગતું હોવાથી તેણે સહવાસની ખાતર બે જુવાન છોકરીઓને મકાનનો થોડો ભાગ ભાડે આપ્યો હતો. છોકરીઓનું સ્વાથ્ય બરાબર રહેતું નહોતું એટલે તેઓ શરીર સુધારવા ખુલ્લામાં રહેવા આવી હતી. પહેલાં તો છોકરીઓ પૂજારીનું મકાન ભાડે રાખતાં ડરતી હતી; પૂજારી પત્નીના શોકમાં આખો દિવસ ઉદાસ રહેતા હતા. પણ પછી તો પૂજારી છોકરીઓ સાથે એટલા બધા તો હળીમળી ગયા કે કંચનની માતાએ ઘરમાં શોકને બદલે આનંદનું વાતાવરણ જોયું. સ્ત્રી તરફ ઊંચી નજર પણ ન કરનાર પૂજારીને છોકરીઓ સાથે ઠઠ્ઠામશ્કરી અને નખરાંબાજી કરતા જોઈ કંચનની માતાને આશ્ચર્ય થયું. તેને પૂજારીના રંગઢંગમાં આસમાન જમીનનું અંતર દેખાયું.

છોકરીઓ પૂજારીની વાતો સાંભળી તાળીઓ પાડતી હતી અને ખડખડાટ હસી મજાકો ઉડાવતી હતી. પૂજારી તે બન્ને છોકરીઓને અવહેલનાની દ્રષ્ટિએ જોતા હતા; છતાં તેઓ કામકાજ પડતું મૂકીને આ છોકરીઓ સાથે કલાકો સુધી ગપ્પાં હાંકતા હતા. કંચનની માતાને જમાઈમાં આ અજબ પરિવર્તન જોઈ ઘણું જ માઠું લાગ્યું અને તે ત્યાંથી જેમ બને તેમ જલદી ઘેર જવા અધીરી બની ગઈ. તે જ્યાં જ્યાં નજર નાંખતી ત્યાં ત્યાં તેને કંચનની મોહિનીભરી સૂરત દેખાતી. તેને આશ્ચર્ય થતું હતું કે પૂજારીએ કંચનને આટલી ત્વરાની કેવી રીતે વિસારી દીધી!

બીજે દિવસે કંચનની માતાને રવાના થવું હતું, એટલે રાતે તે પૂજારી પાસે આવી અને થોડી વાતચીત કરવી આવશ્યક

સમજી તે બોલી, ' તમે ફરી લગ્ન કરવાના તો છો ને ? આ વખતે બરાબર પસંદગી કરજો. પહેલાંની માફક પસ્તાવું ન પડે. '

પૂજારી કાંઇ ન બોલ્યા. તે ઊભા થયા અને કંચનની માનો હાથ પકડી તેને પોતાના ઓરડામાં લઇ ગયા. ત્યાં કંચનની બધી વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવેલી હતી. દિવાલ પર ચિત્રો ટાંગેલાં હતાં ને શ્રીકૃષ્ણની છબી આગળ ગીતા પડી હતી. પૂજારીએ ગીતા હાથમાં લઇ કહ્યું, ' હું ગીતા સિવાય બીજું કાંઇ વાંચતો નથી.' પછી તેણે કબાટ ઊઘાડયું, તેમાં હાથીદાંતની એક પેટી હતી. પૂજારીએ તે બતાવી કહ્યું, 'આ પેટી તેને ઘણી જ ગમતી હતી, એટલે કોઇને આ બધી વસ્તુઓને અડવા દેતો નથી, તેમ જ જોવા પણ દેતો નથી.'

પછી તેમણે ટેબલના ખાનામાંથી એક રંગબેરંગી કાગળમાં વિંટાળેલી કંચનની છબી કાઢી.

' આને પણ હું કોઇને જોવા દેતો નથી. ' પૂજારી બોલ્યા અને મેજ પરથી રુમાલ ઉઠાવી કહેવા લાગ્યા. 'હંમેશાં હું આ રુમાલ મારી નજર સામે રાખું છું, તેનું કારણ એ જ છે કે આ રુમાલ કંચને બનાવ્યો છે.'

આ પ્રમાણે પૂજારીએ કેટલી યે ચીજો બતાવી. અંતે પૂજારીએ વીંટી બતાવી કહ્યું. ' આ વીંટી હું કાયમ પહેરી રાખું છું. ' વીંટીમાં કંચનની છબી હતી.

વૃદ્ધા સોફા પર બેસી ગઇ અને તેણે પૂજારીને પોતાની પાસે આવવાનો ઇશારો કર્યો.

'અહીં આવો,' તેણે માતાની મમતાથી વ્હાલભર્યા સ્વરે કહ્યું, ' આખરે તમારા દિલનું દર્દ શું છે ? '

પૂજારી બેફાટ રોવા લાગ્યા. 'જ્યારથી કંચન જતી રહી છે ત્યારથી મારું જીવન અંધકારપૂર્ણ થઇ ગયું છે.' પૂજારી રોતાં રોતાં બોલ્યા. 'લોકો કહે છે કે તે શીતળાના ચેપથી મરણ પામી છે,

પણ મારું હૃદય તે માનવા સાફ ના કહે છે. મારું તો માનવું છે કે તે ઘર ત્યજીને જતી રહી છે. હું તેને સુખી કરી ન શકયો. તે મારાથી ભયભીત રહેતી હતી. હું તેને જરા પણ સુખ ન આપી શકયો, તેનું કારણ સ્વાર્થવશ થઈ મેં તેને સ્વતંત્રતા નહોતી આપી તે ન હતું, પરંતુ મેં તેને આ દુનિયાથી છૂપાવી કેદ કરી રાખી હતી, એ હતું. એ સ્મરણ આજે મારા હૃદયના ટુકડા કરે છે.'

કંચનની માતાને પૂજારીના શબ્દોથી આશ્ચર્ય ન થયું. તે જાણતી હતી કે પોતાની પ્રિયતમની યાદ સમક્ષ કોઈ પણ માનવી પશ્ચાતાપ અને શોકનાં આંસુ વહાવ્યા વગર રહી શકતું નથી.

## પ્રકરણ ૨૧ મું

એક દિવસ બપોરે પૂજારી પોતાના ઓરડામાં આડા પડયા હતા, તે વખતે ચંપાએ હાથમાં એક કાગળ લઈ પ્રવેશ કર્યો. ચંપાનો હર્ષ માતો નહોતો. તેની આંખો ચમકતી હતી. પૂજારી ચંપાની પ્રસન્નતા અને શાંતિ જોઈ નવાઈ પામ્યા. કંચન ગઈ, તે પછી ચંપા કોઈ દિવસ આટલી ખુશ દેખાઈ નહોતી. થોડા દિવસથી તે બેચેન અને ગભરાયેલી રહ્યા કરતી ને આખો દિવસ દિવ્ય સ્વપ્નની અદ્ભુત વાત કર્યા કરતી કે કેવી રીતે આ દુનિયાનો ટૂંક સમયમાં જ પ્રલય થશે. ચંપા લોકોથી–વિશેષ કરીને પૂજારીથી–દૂર રહ્યા કરતી અને ભાડુત છોકરીઓ પર એટલી તો ચિડાયેલી રહેતી કે જ્યારે જ્યારે તે મળતી, ત્યારે બેચાર ખરીખોટી સંભળાવ્યા વગર રહેતી નહિ. છોકરીઓ ચંપાને ઢેફા પાછી મોકલી દેવા પૂજારીને વારંવાર કહ્યા કરતી. પૂજારી ચંપાના શોકનું કારણ સમજતા હતા, એટલે છોકરીઓની ઘણી ચઢવણી હોવા છતાં તેને ઢેફા પાછી જવાનું તે કહેતા નહોતા.

પરંતુ આજે ચંપાના બદલાયેલા રંગઢંગ જોઈ પૂજારીને વિચાર આવ્યો, 'ચંપા કંચનને ભૂલી ગઈ કે શું! મારા સિવાય બીજું કોઈ તેને યાદ પણ કરતું નહિ હોય!'

'કૃપા કરી મારી વાત સાંભળશો?' આવતાંની સાથે જ ચંપા બોલી, 'મારે ઘણુંઘણું કહેવાનું છે.' અને પછી તેણે ગંભીર સ્વરે નીચેના અજબ કિસ્સાનો આરંભ કરી પૂજારીને ચકિત કરી નાંખ્યો.

'એક નાનું ગામ હતું.' ચંપા ભાષણકર્તાની માફક બોલવા લાગી. 'તેની પડોશમાં એક નાનો ડુંગર હતો. ગામમાં એક ખેડૂતનું કુટુંબ રહેતું હતું અને ડુંગર પર ભીલો રહેતા હતા. એક દિવસ ખેડૂતની વૃદ્ધ સ્ત્રી ભીલની સ્ત્રીને પ્રસવ કરાવવા ડુંગર પર ગઈ. પ્રસવ પછી બાળકને નહવડાવતી વખતે વૃદ્ધાની આંખમાં પાણીનો છાંટો ઊડયો, એથી તેને દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થઇ અને તે ઘરમાં રહીને ભીલોની ચોરીઓ પકડવા લાગી. તે દિવસથી જ્યારે પણ ભીલો ચોરી કરવા આવતા કે તુરત વૃદ્ધા જઇ તેમને પકડી પાડતી. એક દિવસ બજારમાંથી પાછા ફરતી વખતે તેને રસ્તામાં એક ભીલ સામો મળ્યો. 'કહો તો ખરા, આ કપડું કયાંથી આણ્યું?' વૃદ્ધાએ ભીલના હાથમાં કપડું જોઇ પૂછ્યું. 'ઘણું જ સસ્તું હાથ લાગ્યું.' ભીલ બોલ્યો, 'બે ખેડૂત લડતા હતા અને હું પાછળથી આ કપડું લઈ ભાગી છૂટયો.' વૃદ્ધા મર્મ હાસ્ય હસી. ઘણા વખત સુધી બંને વચ્ચે આડીઅવળી વાતો થઈ. પછી ભીલ બોલ્યો, 'માજી! તમે તો ગજબ કરો છો! અમે ચોરી કરી છે તેની તમને કયાંથી ખબર પડી જાય છે?' અને ભોળી વૃદ્ધાએ આંખમાં પાણીનો છાંટો પડ્યાનો કિસ્સો તેને કહી સંભળાવ્યો. બસ, પછી તો ભીલે તેની આંખો ફોડી નાંખી અને હંમેશને માટે વૃદ્ધાને દિવ્ય દ્રષ્ટિથી વંચિત કરી...આવા જ હાલ મારા થયા છે, મહાશય! આપણી પહેલી મુલાકાત વખતે જ તમે નિર્દયતાથી મારાં દિવ્ય ચક્ષુ ફોડી નાખ્યાં. ત્યારથી મારું જીવન અંધકારપૂર્ણ થઇ ગયું છે અને મને કાંઇ પણ દેખાતું નથી.'

પૂજારી ચૂપચાપ સાંભળતા હતા. 'કહો, ખુશીથી કહો!' પૂજારીએ તેને શાંતિથી કહ્યું, 'હું જાણું છું કે તમે ફક્ત મેણાં મારવા જ નથી આવ્યાં.'

'હું કોઈ બનાવટી વાત કહેવા નથી આવી.' ચંપાએ શ્વાસ લઈ કહ્યું, 'હું એક જરૂરી વાત કહેવા આવી છું. તમને ખબર હશે કે અહીં નજીકમાં જ દેવળી કરીને એક ગામ છે. ત્યાંના પૂજારીનું ખૂન થયાની વિચિત્ર વાત તો તમે સાંભળી જ હશે. જ્યારે મને ધ્યાનાવસ્થામાં દેવળી દેખાય છે, ત્યારે મનમાં વિચાર ઊઠે છે કે તે માણસને ખબર છે કે પોતે દેવળીના શ્રાપગ્રસ્ત નિવાસીઓનો વંશજ છે અને તે જાણે છે કે પોતાનો વંશજ ઘણુંખરું અકાળ મરણ પામે છે, છતાં એક ફૂલ જેવી કોમળ, નિષ્પાપ અને ભલીભોળી છોકરી સાથે લગ્ન કરતી વખતે શું તેને જરા પણ ખ્યાલ નહિ આવ્યો હોય કે પોતે એક ભીષણ અપરાધ કરી રહ્યો છે?'

'ચંપા!' ચંપાને ચેતવણી આપતાં પૂજારી બોલી ઊઠ્યા, પણ તેમનો અવાજ પૂર્વવત શાંત હતો.

'પહેલાં મને વાત પૂરી કરી લેવા દો!' ચંપાએ વિનયથી કહ્યું, 'હું તમારો તિરસ્કાર કરવા આ બધું કહેતી નથી, પણ હું તમને બતાવવા માગું છું કે ભૂલ બંને પક્ષની છે. મારો અને કંચનનો અપરાધ એટલો મોટો છે કે તમારે ક્ષમા કરતી વખતે ઘણા જ ઉદાર બનવું પડશે. ફક્ત કહેવાનું એટલું જ છે કે કંચન તમારો ત્યાગ કરીને જતી રહી છે. હું તમોને આ ખબર પણ તેના આદેશાનુસાર આપું છું. કંચને પત્રદ્વારા હવે એ વાત પ્રગટ કરવાનું લખ્યું છે....'

પૂજારીને વિચાર આવ્યો, 'કંચન શીતળાના ચેપથી મરણ પામી નહિ હોય, પણ તેણે આત્મહત્યા કરી હશે. આ સમાચાર પ્રગટ કરવાનો ચંપાને કોઈ સ્વપ્નદ્વારા આદેશ મળ્યો હશે!'

ચંપાએ વાત શરૂ કરી. પૂજારીના ચહેરા પર અંધકા
છવાવા લાગ્યો : જેવી રીતે તોફાનના ભયંકર આગમન પહેલ
આકાશમાં વાદળાંનો જમાવ થાય છે. ક્રમશઃ તે અંધારું એવું ઘ
ગાઢું થવા લાગ્યું કે ચંપાનું સાહસ તૂટી ગયું અને મહામુશીબ
તે પોતાની વાત પૂરી કરી શકી. જેમ તેમ કરી ચંપાએ ટૂંકમ
પતાવ્યું કે કંચન બીમાર પડી હતી અને તેને એક જ દિવસન
યાત્રાથી એવો તો કડવો અનુભવ મળી ગયો હતો, કે દેવળ
પહોંચ્યા પછી કંચન એક દિવસ પણ બહાર ગઈ નથી...'

ચંપા એથી આગળ કાંઈ બોલી ન શકી. તેણે પોતાન
માનસિક અવસ્થાનું વર્ણન કરવાને જે શબ્દો વિચારી રાખ્ય
હતા, તે મનમાં જ રહી ગયા. છેવટે તેણે પૂજારી આગળ દેવળીથ
આવેલો પત્ર રજૂ કરી દીધો. તેમાં લખ્યું હતું :

'પ્રિય સખી ચંપા,

તું મારું એક કામ કરી, મારા પરના તારા ઋણમાં એકન
વધુ ઉમેરો કરજે. તું મારા પતિને મારો સ્વીકાર કરવા સમજા
વજે અને મને તેડવા આવવાની પ્રાર્થના કરજે...

લી. અભાગિણી
કંચન.

અંદર એક બીજું પરબિડિયું હતું અને તેના પર પૂજારી
નામ લખ્યું હતું. તેમાંથી એક કાગળનો ટુકડો નીકળ્યો. તેમ
માત્ર એક જ શબ્દ લખ્યો હતો : 'ક્ષમા'.

'ચંપા !' પૂજારીએ કહ્યું, કંચનને ખબર મોકલાવી દેજે
આજે કામ અંગે હું સોહનપુર જવાનો છું, એટલે હું તેને કાં
તેડવા આવીશ.'

ચંપાએ કંચનને તે પ્રમાણે ખબર મોકલાવ્યા.

પૂજારી ઘોડો તૈયાર કરી સોહનપુર જવા રવાના થયા, પ
માર્ગમાં વિચાર બદલાતાં સોહનપુરને બદલે તેમણે દેવળી તરફ ઘો
મારી મૂકયો.

# પ્રકરણ ૨૨ મું

—o—

લગામ ખેંચી પૂજારી ઘોડા પરથી નીચે ઊતર્યા. સામે આથમતા સૂર્યનાં કિરણોથી આલોકિત એક ગામડું દ્રષ્ટિગોચર થતું હતું.

પહેલાં તો પૂજારીને વિશ્વાસ ન બેઠો કે આ ગામ જ દેવળી છે. લોકો કહેતા હતા એવાં આલીશાન મકાન આ ગામમાં ન હતાં. માત્ર એક જ મકાન દેખાવડું હતું અને બાકીના બધાં સામાન્ય કોટિનાં હતાં. પરંતુ ઝાડની હારમાળાથી પરિવેષ્ટિક રમણીય ઘાટનું સરોવર, નિર્જન બગીચો અને નાસપાતીના સેંકડો વર્ષનાં જૂનાં ઝાડ જોઈ તેમનો સંદેહ મટી ગયો. સાંયકાળના સોનેરી પ્રકાશમાં સરોવરનું પાણી કોઇ ઠેકાણે લીલું, તો કોઈ ઠેકાણે સોનેરી દેખાતું હતું. ખેતરો કોઈ ઠેકાણે આંખને ઠારે એવાં લીલાં હતાં, તો કોઇ ઠેકાણે સોના જેવાં પીળાં હતાં. પૂજારી મૂર્તિની માફક સ્તબ્ધ થઇ ઘણા સમય સુધી આ દેખાવની અદ્‌ભુત છટાનો આનંદ લૂંટી રહ્યા. 'અહા! હવે હું સમજ્યો કે શા માટે મારા પૂર્વજો અહીંના પ્રાચીન નીવાસી હતા અને ઐશ્વર્યનું પ્રદર્શન કરવામાં આટલો આનંદ લેતા હતા!' તેમણે વિચાર્યું, 'પહેલાનાં વૈભવપ્રિયતા અને સૌંદર્યોપાસનાનું એકમાત્ર કારણ આ સુંદર વાતાવરણ જ હતું કે જ્યાં જીવન વીતાવી કોઈ પણ માનવી કઠોર અને હૃદયહીન રહી નથી શકતો.'

એક ઝાડ સાથે ઘોડો બાંધી પૂજારી મકાનની તરફ ચાલ્યા, પણ બગીચામાં પારીજાતકના ઝાડ નીચે એક યુવક અને યુવતીને બેઠેલાં જોઇ તે અધવચે જ થંભી ગયા. યુવતી બેઠેલી હતી અને યુવક પુસ્તકમાંથી વાંચતો હતો. પૂજારી ઝૂંપડીનો ઓથો લઇ ધીમાં-દબાતાં પગલે વીચોવીચ ઝાડીમાં ઘૂસી ગયા. ત્યાંથી યુવક અને યુવતીની વાત સહેલાઇથી સાંભળી શકાતી હતી. આ સમયે કંચનના

જીવનમરણુનો પ્રશ્ન પોતાની સમક્ષ લટકતો હતો એ પૂજારી જાણતા હતા, એથી તેમણે આ પ્રમાણે ચોરની માફક સંતાઇને તેમની સાંભળવામાં ઔચિત્યાનોચિત્યનો વિચાર ન કર્યો. ગમે તે રીતે ખરું રહસ્ય જાણવું જરૂરી હતું. આથી પૂજારી આડમાં આવેલી ડાળીનાં થોડાં પાંદડાં આઘાપાછાં કરી સાવધાનીથી જમીન પર સૂઈ ગયા.

યુવતી મકાન તરફ મોં રાખી બેઠી હતી અને યુવક એક પુસ્તકમાંથી વાર્તા વાંચતો હતો. એક સૈનિકની એ વાર્તા હતી. તે ઘણા વર્ષો સુધી કોઈ પરદેશી કારાગારમાં કેદ ભોગવ્યા પછી એક દિવસ મુક્ત થઇ પોતાના ઘેર પાછો ફરતો હતો. સાંયકાળનો સમય હતો. માઇલો સુધી અપરિચિત પ્રદેશમાં મુસાફરી કરવાથી તેના અંગો શિથિલ થઈ ગયાં હતાં. તેણે ઘેર આવી બારણામાંથી અંદર જોયું, તો અંદર પોતાની પત્નીને કોઈ અજાણ્યા યુવક સાથે જોઇ તે ચમકી ઊઠયો, પણ તેને ક્રોધ ન ચડયો. તે સમજતો હતો કે વર્ષો સુધી પ્રતિક્ષા કર્યા પછી તેની સ્ત્રીએ તેના પાછા ફરવાની આશાનો ત્યાગ કર્યો હતો. તે નિશ્વાસ મૂકી પાછો ફર્યો પોતાની પત્નીને દુ:ખી કરવા કરતાં તેને પોતાનું અસ્તિત્વ મિટાવી દેવાનું જ વધુ ઉત્તમ ભાસ્યું. છેવટે તે બારણા પાસે રૂપિયાની થેલી તેમને મદદ કરવાના હેતુથી મૂકી રાત્રિનાં અંધકારમાં વિલીન થઇ ગયો હતો.

પ્રેમ અને બલિદાનની આ નાનકડી વાર્તાને નીરુ મધુર વાણીથી સંભળાવતો હતો. પૂજારીના કાન પર નીરુના શબ્દોનો માત્ર ધ્વનિ જ અથડાતો હતો—અર્થ સમજાતો ન હતો. તેનું ધ્યાન વાંકડીયા વાળવાળી યુવતી તરફ હતું. 'નિ:સંદેહ તે જ કંચન છે,' પૂજારીના મનમાં વિચારોનો વંટોળ જામ્યો હતો. 'જરૂર, તે કંચન જ છે. તેની બેસવાની ઢબ જ કેટલી આકર્ષક છે!' કંચનને જીવંત જોઈ તેનું હૃદય આનંદે નાચી ઊઠયું. તે ભૂલી ગયો કે પોતાની અદૂરદર્શિતાથી કંચનને કેટલું સહન કરવું પડયું હતું, કેટલાં આંસુ વહાવાં પડ્યાં હતાં, કેટલી

રાતો તરફડી તરફડીને તેને વિતાવી પડી હતી. તે જાણતો હતો કે કંચનનો અંગિકાર કરવાથી પોતે હાંસીને પાત્ર થશે અને લોકોથી મોં સંતાડીને રહેવું પડશે, છતાં તેણે આંખોમાં આંસુ લાવી પ્રભુનો આભાર માન્યો.

તેની વિચારમાળા આગળ વધી. ' જો ખરેખર કંચન મરણ પામી હોત અથવા બીજે ક્યાંય જતી રહી હોત, તો મારી કેવી દુર્દશા થાત ? ' પૂજારી વિચારોના વાવંટોળમાં ફસાઇ ભાન ભૂલી ગયા. તેમને ખબર ન રહી કે નીરુએ ક્યારે વાંચવું બંધ કરી પુસ્તક જમીન પર મૂક્યું. તેના દિલમાં ભાવોનું એટલું બધું તોફાન મચ્યું હતું કે તે કુદકો મારીને કંચન પાસે જવા અધીરા થઇ ગયા. પરંતુ એ દરમિયાન એક મધુર અવાજ સંભળાયો.

નીરુ પુસ્તકમાંથી નજર હટાવી દૂર દૂર ક્ષિતિજ તરફ જોતો હતો. તેના વદન પર પહેલાંના જેવી આજીજી કે ગ્લાનિની રેખાઓ નહોતી. તે એક શિક્ષિત અને આઝાદ નવયુવકની માફક મસ્તક ઉન્નત રાખીને જોતો હતો. ' ખરું છે, આવી સલુણી સંધ્યા સમયે પુસ્તકોમાં મીટ માંડી બેસી રહેવા કરતાં વધુ બીજી કઈ બેવકૂફી હશે ? ' નીરુ કંચનની 'હા'માં 'હા' મીલાવી બોલ્યો, ' આના કરતાં તો વાર્તાલાપ કરવો બહેતર છે. '

પહેલાં તો કંચન કાંઇ નક્કી કરી ન શકી કે વાતની શરૂઆત કેવી રીતે કરવી. પણ ઘણી ગડમથલને અંતે તે બોલી :

' આખરે એ કામ આજે પૂરું થયું, નીરુ ! '

' કયું કામ ? ' બેપરવાઇથી નીરુએ પૂછ્યું.

' જેને માટે તું મને દરરોજ આગ્રહ કરતો હતો. '

' સાચું કહે છે ? ' નીરુ આનંદથી બોલી ઊઠયો.

' કાલે ચંપાને પત્ર લખ્યો હતો. તેણે મારા પતિને બધી વાત કરી છે અને આવતી કાલે તે મને અહીં લેવા પણ આવવાના છે. '

'અહીં ?' નીરુ ગભરાઈ ગયો. તેનો અવાજ ફાટી ગયો, ચહેરો ફીકો પડી ગયો અને ક્ષણ પહેલાં ચમકતી આંખો નિસ્તેજ બની ગઈ. હૃદયની કોઇ નિગૂઢ અંતર્વેદના તેના ચહેરા પર ઝળકી ઊઠી.

'કેમ ?' કંચને હસીને પૂછ્યું, 'આ વાત તને ન ગમી ? એ અહીં આવે તેમાં તને શો વાંધો છે ?'

'વાહ ! એથી વધુ મારે બીજી કઈ ખુશાલી હોઇ શકે ?' નીરુ સ્વસ્થતા ધારણ કરી બોલ્યો, 'પણ તેનો બધો જશ મને તું આપે છે એ તારી ઉદારતા છે. તું તારી મેળે અહીં આવી છું અને તારી મેળે જ પાછી જવા માટે તું તલસે છે.'

પૂજારીએ જોયું તો કંચનના ખભા કંપતા હતા.

'એમાં કાંઇ નવાઇની વાત નથી.' નીરુ કહેતો હતો, 'હું તો પહેલેથી જ જાણતો હતો કે તને તારી ભૂલ વહેલી મોડી તો સમજાશે જ. જીવનભર જે માણસને પ્યાર કર્યો હોય, તેની વધુ દિવસ સુધી કોઇ પણ સ્ત્રી અવહેલના કરી શકતી નથી. હા, જો લોકાપવાદનો સામનો કરવાની તેનામાં શક્તિ ન હોય તો થોડા દિવસ તે ટાળમટોળ કરે છે, પરંતુ તેને માટે હું તેને દોષિત ગણતો નથી. હું જાણું છું કે પ્રિયજનોથી બહિષ્કૃત થયા પછી સમાજમાં મૂળ સ્થાન મેળવવું કેટલું મુશ્કેલ હોય છે !'

પૂજારી અદ્ધર શ્વાસે તેની વાતો સાંભળતા હતા. 'હે ભગવાન ! આ વાતો કયારે પૂરી થશે !'

'તું માંદી પડી ન હોત તો આ કામ તેં મહિનાઓ પહેલાં કરી નાંખ્યું હોત.' નીરુનું કથન ચાલું હતું. 'તું જ્યારથી અહીં આવી છું, ત્યારથી તને રાતદિવસ તારા અપરાધ બદલ પસ્તાવો થયા કરે છે......'

'ઠીક છે.' ઘણા વખતથી કંચન શાંત બેઠી હતી, તે અધીરી થઇ વ્યંગમિશ્રિત સ્વરમાં હવે બોલી ઊઠી. 'હું જાણતી

હતી કે તું આ સમાચાર સાંભળી રાજી થઈશ, પરંતુ આ શ્રેયનો ભાગી તું એકલો જ નથી. તારાથી વધુ સહાય તો તારી પત્નીએ કરી છે. તે જાણતી હતી કે શુદ્ધ પ્રેમ કોને કહેવાય!' કંચનનો અવાજ ધીમો પડી ગયો, 'શુદ્ધ પ્રેમ એટલે શું, એ તેણે જ મને પહેલવહેલું શીખવ્યું.'

નીરુની મુખમુદ્રા પહેલાં કરતાં વધુ ગંભીર થઈ ગઈ. તે દબાયેલા અવાજે બોલ્યો, 'હા, જ્યારે શારદા અહીં રહેતી હતી, ત્યારે અમે સૌ તેને ઘણા જ ચાહતા હતા!'

કંચન હવે વિસ્તારપૂર્વક કહેવા લાગી. 'તારી માએ મને શારદા વિષે ઘણી વાતો કરી હતી. શાળાનું મકાન બળી ગયાના બીજા દિવસે તે સહાનુભૂતિ બતાવવા ઝુલાણા આવી હતી. પરંતુ તને તેની દાનત સારી ન જણાયાથી કે પછી કોણ જાણે તેની બદસુરત જોઈને યા કોઈ બીજા કારણસર તેં કહ્યું હતું, 'ચાલો, હવે રહેવા દો, બહુ થયું! કદાચ જો હું તારી સાથે લગ્ન કરવાનો પ્રસ્તાવ રજુ કરૂં, તો તારી આ ઉદારતા અને સહાનુભૂતિ શું એક ઘડી પણ ટકી શકશે?' તારા સ્વરમાં ઉપાલંભસૂચક ભાવ હતો. તને એવો ખ્યાલ હતો કે તે પણ બીજાની માફક તારી તરફ તીરસ્કારની નજરે જોતી હતી, પણ તારાં કડવાં વેણ સાંભળી જ્યારે તે જરા પણ નારાજ ન થઈ ત્યારે તને નવાઈ ઉપજી. તે વખતે તને શારદાએ કહ્યું હતું, 'તમે નાહક ગુસ્સે થાવ છો, પણ હું કહું છું કે જે દિવસે મને તમારી સેવા કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે, તે મારા જીવનનો સૌથી વધુ આનંદદાયક દિવસ હશે!' કદાચ એ જવાબથી પ્રભાવિત થઈ તેં બે વર્ષ પછી તેની સાથે લગ્ન કર્યાં હોય......'

'નિઃસંદેહ શારદાનું હૃદય વિશાળ હતું, નહિતો કઈ સ્ત્રી મારા જેવા બહિષ્કૃત સાથે લગ્ન કરવાનું પસંદ કરે?'

'તે ઉપરાંત બીજી ઘણી વાતો મને તારી માએ કહી હતી.' કંચન કહેતી હતી, 'દેવળી પણ શારદાએ ખરીદાવ્યું'

હતું. તે જાણતી હતી કે દેવળી ખરીદવાથી તને સારો લાભ થાય એમ છે. ટૂંકમાં તે તને પ્રાણથી પણ અધિક ચાહતી હતી અને હરકોઇ ઉપાયે તારું દુઃખ દૂર કરવા મથતી હતી. તે તારું ઘર સંભાળતી હતી, તારાં અનાથ બાળકોને પાળતી હતી અને પરચુરણ કામકાજ કરી ઘરની આર્થિક મુશ્કેલીઓને પણ દૂર રાખતી હતી. શું એથી સ્પષ્ટ થતું નથી કે તે તને શુદ્ધ પ્રેમથી ચાહતી હતી ? '

' ના. ' નીરુ બોલ્યો, 'તે પ્રેમ કરવા પ્રયત્ન કરતી હતી, પણ તેના દિલમાંનો ઘૃણાનો ભાવ દબાતો નહોતો. અને જ્યારે એ ભાવ પર વિજય મેળવવો એ તેના કાબૂની વાત ન રહી, ત્યારે જ તે પરાયા માણસ સાથે જતી રહી. '

' નહિ !' કંચન ઉત્તેજિત થઇ બોલી ઊઠી, ' તેના જતા રહેવાના કારણની તને ખબર નથી. તેને સ્વપ્નમાં પણ તારા પ્રતિ તીરસ્કાર નહોતો. પણ કોણ જાણે ગમે તે રીતે તેને ખબર પડી ગઇ હતી કે તું તેને ચાહતો નથી. એટલું જ નહિ, તે એ પણ જાણી ગઈ હતી કે તું કોઇ બીજી સ્રીને ચાહે છે. તે કેટલી ય વાર જોઇ ચૂકી હતી કે તું એક પુસ્તકમાંની ' કંચન પ્રતિ ' એ નામની કવિતા વારંવાર વાંચતો હતો...'

નીરુ ચમકયો અને છાતી પર હાથ મૂકી ધમકીભય અવાજે બોલી ઊઠયો, 'કંચન, તારા કહેવાનો આશય શો છે ?'

' આશય છે, શારદા વિષે બે શબ્દો કહેવાનો, ' કંચન જાદુભર્યા સ્વરે બોલી. ' કારણકે હવે હું એક રોજની જ મહેમાન છું, નીરુ ! '

નીરુ શરમાઇ ગયો. તેની આંખોમાં હવે પહેલાં જેવું તેજ ન હતું. તે ગંભીર ભાવથી કંચન તરફ જોતો હતો. તેના ચહેરા પર પુનઃ ઉદાસીનતાનાં ચિહ્નો પ્રકટ થયાં.

પૂજારી ઝાડની આડમાંથી આતુર દષ્ટિએ આ બધું જોઇ રહ્યા હતા. તેમને કંચનના હાવભાવમાં અપૂર્વ શાંતિ અને

પ્રૌઢતા દ્રષ્ટિગત થઇ. તેમને નવાઇ લાગી : કંચનમાં બીજા
વશીભૂત કરવાની આ અદ્દભુત શક્તિ આવી ક્યાંથી ? તેનામ
એકાએક આ સામર્થ્ય ક્યાંથી આવ્યું કે કોઇ પણ માણસ તે
ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કરી શકતું જ નથી ?

'અને ગયા શિયાળામાં શારદાનો રહ્યોસહ્યો સંદેહ પણ
થઇ ગયો.' કંચનનું કથન ચાલું હતું. 'તે જાણી ગઇ હતી કે
તેને ચાહતો નથી. તે વખતે તું ઘણોખરો વખત તે કવિ
વાંચ્યા કરતો. ગમે તે હોય, પણ તેને સંપૂર્ણ ખાત્રી થ
ગઇ કે તું બીજી સ્રીને ચાહે છે. બસ, તેણે તે જ ક્ષણે તા
માર્ગમાંથી હટી જવાનો સંકલ્પ કર્યો. પણ તે તને જાણ પડ
દેવા નહોતી માગતી કે તારા પ્રેમને ખાતર પોતે આ બલિદા
આપે છે. એટલા માટે જ તે એક ગાડીવાળા જેવા હલકી કોટિ
માણસ સાથે જતી રહી હતી અને નહિ કે તે તને ચાહતી નહોત
તેથી તે નાસી ગઇ હતી!'

'પણ કંચન! આજે આ બધી વાતો સંભળાવવાનું
પ્રયોજન છે?' બેચેનીથી હાથની મૂઠી ઉગામી નીરુ બોલ્યો
'શું તું એવી આશા રાખે છે કે આ બધી વાતો સાંભળી
પ્રસન્ન થઇશ ?'

'શા માટે નહિ?' કંચન બોલી, 'જેણે પ્રેમની ખાત
પોતાના સર્વસ્વનું બલિદાન આપ્યું છે, તેની સ્મૃતિ કો
આનંદદાયી ન નિવડે, નીરુ? શારદા ચરીત્રહીન ન હતી.
તે પરાયા સાથે નાસી ગઇ હોય તો તે ફક્ત તારા જ પ્રેમ
ખાતર. તે પેલા સૈનિક જેવી હતી. તે જાણતી હતી કે પ્રે
બુદ્ધિ અને જ્ઞાનથી પર છે. પ્રેમ પોતાના પ્રિયતમ માટે બ
ન્યોચ્છાવર કરી શકે છે, એટલે સુધી કે પોતાના અસ્તિત્વનું પ
બલિદાન કરતાં તે અચકાતો નથી.'

કંચન હવે નીરુની પાછળ જઇ ઊભી રહી. તેનું
ઝાડી તરફ ફરી ગયું. પૂજારી તેના સુંદર મુખમંડળ પર

અભુતપૂર્વ સૌંદર્યની આભા જોઈ ચમકી ઊઠ્યા અને તે નવાઇ પામ્યા કે આટલા ટૂંક સમયમાં જ આ અલૌકિક સુંદરતા કંચને ક્યાંથી મેળવી !

જવાબની પ્રતિક્ષા કર્યા વગર કંચને આગળ ચલાવ્યું, 'શારદા સમજી ગઇ હતી કે તું કઇ સ્ત્રીને ચાહે છે, કારણ કે તે કવિતાનું નામ હતું 'કંચન પ્રતિ'......'

વિરોધ પ્રદર્શિત કરવા માટે નીરુ મોં ફેરવી કંઇ કહેવા ઉદ્યત થયો, પણ કંચને તેને બોલતો વચમાં જ અટકાવી દીધો. 'પહેલાં મારી વાત પૂરી સાંભળી લે કે કેવી રીતે તેણે પોતાના મૃત્યુ પછી પણ તારા સુખની યોજના કરી હતી.' કંચન બોલી. 'કલ્પના કર, એક નિર્વિકાર આત્મા અંદર અને બહાર, હર જગાએ, હર દશામાં, ફક્ત પ્રેમ, નિસ્વાર્થ પ્રેમમાં ઓતપ્રોત થઇ, પોતાના પ્રિયતમની ખાતર, પોતાના અસ્તિત્વને મીટાવી દેવાનો સંકલ્પ કરે છે અને પોતાના ઉદ્દેશની સિદ્ધિ માટે સાધનો શોધતો ફરે છે. તે કોઈ અજબ માનવીની ઇચ્છાઓ પર પોતાનું આધિપત્ય જમાવે છે અને પોતાની ઇચ્છાનુસાર તેને નચાવે છે, તેને બુદ્ધિ આપે છે, તેની પાસે પોતાનું ધાર્યું કરાવે છે......'

'વાહ! હવે તું બરાબર ચંપા જ બની ગઈ.' નીરુએ હસીને કહ્યું.

'હશે! એ ઘડી માટે ચંપા જ સમજી લે.' કંચન ઉત્તેજિત થઇ બોલી. 'આ બધી વાતો તને ચંપાની પારલૌકિક વાતો જેવી જણાતી હશે. પણ હું તને બતાવવા માગું છું કે ચંપાએ જ મને અદ્રશ્યના મહાન સામર્થ્ય પર વિશ્વાસ કરતાં શીખવ્યું છે. તું શાથી કહે છે કે ચંપાની વાતમાં સત્ય નથી? ભલા! એ તે કયો સિતારો હતો, જે ચંપાને બીજે ક્યાં ય ન લઇ જતાં તેને મારી પાસે જ ખેંચી લાવ્યો, કંઇ શક્તિની પ્રેરણાથી મને કુચ કરવાની આ અનોખી રીત સૂઝી? પથારીમાં પડ્યાં પડ્યાં હું ઘણા દિવસથી નાસી છૂટવાનો વિચાર કરતી હતી એ વાત ખરી, પણ સીધા

સાદા રસ્તા મૂકીને એકાએક આ વિચિત્ર રસ્તો મને કેમ સૂઝયો ? તને તો ખબર છે કે હું કેવી બીકણ છું ? ત્યારે આવું સાહસ ખેડવાનું જોમ મારામાં આવ્યું ક્યાંથી ? અને ચંપા પણ મને શા માટે રોકવામાં અસમર્થ નીવડી ? શા માટે ગાડીવાળો મારા રૂપિયા ચોરી જતો રહ્યો ? શું આ બધી યોજના મેં પહેલેથી વિચારી રાખી હતી ? ઓ નીરુ ! જો કોઇ અદ્રશ્ય શક્તિનો ગુપ્ત પ્રભાવ ન હોત તો આ બધા પ્રસંગો ક્રમાનુસાર કેવી રીતે બનત ? અગર જો શારદાએ પોતાના પ્રેમની અગાધ શક્તિથી, તું જે સ્ત્રીને ચાહતો હતો તેને, તારી પાસે ખેંચી લાવવાનો દ્રઢ સંકલ્પ કર્યો ન હોત તો આ અદ્દ્ભુત ઘટનાઓ કેવી રીતે બનત ?'

'સારી વાત છે,' નીરુ આવેશયુક્ત સ્વરે બોલ્યો, 'તારી મરજી ચંપાની માફક પારલૌકિક વાતો પર વિશ્વાસ કરવાની હોય તો કર, હું તેનો વિરોધ નહિ કરું. પણ જો શારદાએ અદષ્ટના સામર્થ્યથી જ તને અહીં સુધી ખેંચી લાવી હોય તો, મારે કહેવું પડશે કે તેણે મને દંડ દેવા માટે જ આ મિલાપ કરાવ્યો છે. તે જાણતી હતી કે તને મળવાથી મારા પ્રેમની જ્વાળા પ્રચંડ રૂપે ભભૂકી ઊઠશે.'

'હા, શારદા જાણતી હતી,' જાણે કોઇ પારલૌકિક વ્યક્તિ સાથે વાત કરતી હોય એવા સ્વરે કંચન બોલી. 'કે પ્યાર કરવા છતાં તું પ્રેમનો પ્રત્યુત્તર નહિ મેળવી શકે અને છતાં મારું તારી સાથે મીલન કરાવવાનું કારણ ? તેને વિશ્વાસ હતો કે તું મને જુવાનીનું તત્વ સમજાવી મારા જીવનમાં માધુર્ય રેલાવી શકીશ. મારી સમજ મુજબ તેણે આપણો મીલન આ જ ઉદ્દેશથી કરાવ્યું છે અને તેનું પરિણામ પણ સુખપ્રદ નીવડયું છે. જ્યારે હું ત્યાં રહેતી હતી ત્યારે મારી મનોવૃત્તિ આજના કરતાં કેટલી વિભિન્ન હતી ? તે વખતે હું ડરપોક હતી, મારા જીવનનું કોઈ નિશ્ચિત લક્ષ નહોતું, મને ખબર નહોતી કે માનવી ભારેમાં ભારે સંકટમાં પણ સત્ય, દયા અને પ્રેમના પથ પર મક્કમ રહી શકે છે. આ વાત તારા

મહાન શિક્ષણથી હવે મારી રગેરગમાં વ્યાપી ગઈ છે. હું જલીયા જઇશ ત્યારે મારા પતિ મારામાં કેટલું બધું પરિવર્તન જોશે? હવે તેઓ પહેલાં કરતાં વધુ સુખી થશે અને તેને માટે તેઓ જિંદગી-ભર તારા ઋણી રહેશે.'

નીરુની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં અને તે કંચનનો હાથ પકડી રોવા લાગ્યો.

'અને કાલે જ્યારે મારા પતિ આવશે,' કંચન બોલતી હતી. 'ત્યારે હું તેમને આ વાત રજેરજ કરીશ કે જેથી તેઓ પણ તને હાર્દિક ધન્યવાદ આપી શકે......'

'તારા પતિને?' નીરુ ચમકી ઊઠયો.

'નીરુ, સાંભળ.' દ્રઢતાપૂર્વક કંચન બોલી, 'અમારી વચ્ચે કપટભાવનો પડદો રાખવો નકામો છે. હું તેમને જરૂર કહીશ કે તું મને ચાહે છે. એ પણ કહીશ, ખરા રહસ્યનું ભાન કેવી રીતે તેં મને કરાવ્યું, હું તેમને અક્ષરેઅક્ષર વાત કરીશ કે જેથી તેઓ પણ જાણે કે પ્રેમ કોઇનું નથી આધિપત્ય સ્વીકારતો કે નથી પ્રિયતમ સિવાય બીજા કોઇની પરવા કરતો. પ્રેમના કાનૂન નિરાળા છે. પ્રેમ કરાર કે હુકમનો ગુલામ નથી. તે પોતાની ઇચ્છા મુજબ પોતાની મરજીમાં આવે ત્યારે આવે છે ને મરજીમાં આવે ત્યારે જાય છે. આ બધી વાત હું તેમને તેમના બાપદાદાના પ્રાચીન નિવાસસ્થાનમાં બોલાવીને બતાવીશ; પ્રકૃતિના આ સુંદર વાતાવરણમાં પ્રેમનું રહસ્ય સાંભળી તેઓ પણ જોઇ શકે કે પ્રેમ પણ પ્રકૃતિની માફક મહાન અને સુંદર છે.'

આમ ચોરની માફક ઝાડીમાં છુપાઇને બધી વાતો સાંભળવા બદલ પૂજારીને હવે શરમ આવી. તેમને ઝાડીમાંથી બહાર નીકળી કંચન તથા નીરુની સામે જઇ ઊભા રહેવાનો વિચાર આવ્યો, પણ એકાએક પોતાની સન્મુખ એક અજબ વસ્તુ જોઈ તે ત્યાં જ થંભી ગયા. તેમણે જોયું કે એ પત્થરના ઢગમાં જ્યાં પહેલાં કાંઇ નહોતું, ત્યાં હવે એક દરવાજો હતો. તે

દરવાજાને—જૂનો અને સડેલો થાંભલો છે, જો તેને પત્થરોનો ટેકો ન હોત તો તે એક ક્ષણમાં તૂટીને ધરાશાયી થઈ ગયો હોત. પૂજારી તેની જોડનો બીજો થાંભલો ન જોતાં ચમકી ઊઠયો. તેમણે વિચાર્યું આ બધી મનની ભ્રાંતિ છે અને તેમણે આંખો મસળી, પણ જ્યારે એ અનોખો થાંભલો અદ્રશ્ય ન થયો ત્યારે તેમને નવાઈ ઉપજી. તે દરમિયાન તેમણે પારિજાતકના ઝાડ તરફ જોયું તો જણાયું કે નીરુ અને કંચન વચ્ચેનો વાર્તાપ્રવાહ બીજી તરફ વહેવા લાગ્યો હતો. કંચન કહેતી હતી, 'શું તે વખતે તું એટલો બધો બેહોશ થઈ ગયો હતો કે એ ઘટનાની તને જરા પણ સ્મૃતિ નથી?'

'હા સ્મૃતિ તો જરા પણ નથી.' અટકતાં અટકતાં નીરુ બોલ્યો, 'પણ હું એ કામમાં સામેલ હતો, એમાં જરા પણ સંદેહ નથી; ભાનમાં આવતાં મેં તેમને પૂછ્યું તો તેઓ ખડખડાટ હસવા લાગ્યા અને તેમણે મને કહ્યું કે કેવી રીતે બળજબરીથી મને મનુષ્યનું માંસ ખવડાવવામાં આવ્યું હતું.'

'નહિ, નહિ, કેવળ આ તારા મનની ભ્રાંતિ છે.' કંચન બોલી, 'તું સ્વપ્નમાં ય એવું કામ કરે એ અસંભવિત નથી.'

'નકામી ખોટી કલ્પના ન કર, કંચન! હું એ કામમાં સામેલ હતો, એમાં જરા પણ સંદેહ નથી.'

'કદાપિ ન હોઇ શકે.' ભારપૂર્વક કંચન બોલી, 'જે કોઈ તને બરાબર જાણે છે, તે કદાપિ આ વાત માની જ ન શકે. હું આવી છું, ત્યારથી એ જ વિચાર કર્યાં કરું છું કે એ લોકોએ તારા પર ખોટો આરોપ મૂકયો છે.'

'આજે તું કેટલી દયા વર્ષાવે છે!' કંચનનો હાથ પકડી નીરુ દબાયલા અવાજે બોલ્યો, 'એકલો આભાર માનવાની આ મહાન અનુકંપાનો બદલો વાળી શકાય એમ નથી.'

નીરુ દબાયલા અવાજે બોલતો હતો તેનું કારણ કંચનથી અજ્ઞાત નહોતું. તે જાણતી હતી કે જાવાસુમાત્રાની યાત્રાનું પ્રકરણ

છેડાતાં જ નીરુ ગભરાઇ જાય છે. ' ધન્યવાદને પાત્ર તો તું છે, નીરુ!' કંચન વાત પલટતાં બોલી, ' દુઃખીઓ માટે આવો સરસ આશ્રમ ખોલવા માટે હું ક્યારે ધરાઇને તને ધન્યવાદ આપીશ ?' આ છેલ્લા ત્રણચાર મહિના તો મને જીવનભર યાદ રહેશે. મારું ઘર પણ તારા ઘર જેવું થાય અને તેમનાં દ્વાર ગરીબ અનાથો માટે કદિ બંધ જ ન થાય......'

' સારું, હવે કાલ !' વચ્ચે નીરુ બોલી ઊઠ્યો.

કંચન જવા માટે ઊભી થઈ.

' આટલી બધી શી ઉતાવળ છે ?' નીરુએ અનુરોધ કર્યો. ' આ આખરની સંધ્યા છે, કંચન !'

' તો કાંઇક વાંચ.' કંચન બોલી.

નીરુ પુસ્તક ઊઘાડી વાંચવા લાગ્યો. થોડીવાર પછી તેણે પુસ્તક આઘું મૂકી દીધું. તે બોલ્યો, 'અંધારું ઘણું થયું છે, બરાબર વાંચી શકાતું નથી.'

'તો એવી જ કોઇ સુંદર વાત કહે.' કંચન બોલી, ' એ કવિતા જ ગા કે જે તું વારંવાર ગાય છે અને જેનું નામ છે ' કંચન પ્રતિ.'

નીરુએ કંચન તરફ જોયું. તેની નજર ઇન્કાર કરતી હતી.

કંચન પુનઃ જાદુભર્યાં સ્વરે બોલી. ' નીરુ ! હું હવે ફક્ત એક જ દિવસની મહેમાન છું.'

કંચનના શબ્દોનો વિરોધ કરવો અશક્ય હતો.

નીરુએ કવિતાનો આરંભ કર્યો. એ કવિતામાં કવિ પોતાની પ્રેમિકાને અનુરોધ કરી કહે છે કે તું મને સ્વર્ગમાં પણ ન ભૂલીશ. ' તું એમ ન માનીશ કે તું મૃત્યુ પામી છે, એટલે હું તને ચૂમી નહિ શકું, તેમ જ તું સ્મશાનમાં સૂતી છે એટલે હું તને બાહુપાશમાં જકડી નહિ શકું !'

નીરુ કંચન તરફ પીઠ કરી બેઠો હતો. તેનું મસ્તક ઝૂકેલું હતું અને તેનાં નેત્રો શૂન્ય દ્રષ્ટિએ ક્યાંક જોતાં હતાં.

સલુણી સંધ્યા સમયે પોતાની પ્રેમિકા સાથે કલાકો સુધી વાતો કરવા છતાં પણ નીરુનો હૃદયનો આવેગ જે અત્યાર પર્યંત સ્થિર હતો, તે હવે કવિતાના ભાવયુકત શબ્દોનો ધક્કો વાગતાં વહેવા લાગ્યો.

'સાંભળ,' નીરુ કવિતાની બીજી ટુંક ગાવા લાગ્યો. 'સૂર્યનાં સોનેરી કિરણો હિમાચ્છાદિત પર્વતનું શિખર અને બગીચામાં ખીલેલાં ગુલાબ, બંનેને કેવા એક સમાનભાવથી ચૂમે છે!'

કંચન એકાગ્રતાપૂર્વક સાંભળતી હતી. પોતાનો આવેગ છુપાવવા તે પણ નીરુની માફક મોં ફેરવી બેઠી. હવે પૂજારીને ઝાડીની આડમાંથી કંચનનું વદન સ્પષ્ટ દેખાતું હતું. પૂજારીએ જોયું, કંચન પણ નીરુની માફક પોતાના દિલના ભાવાવેશમાં વહેતી હતી. તેનાં ભીનાં નેત્રો મીંચાયેલાં હતાં, હાથ આપસઆપસમાં આબદ્ધ હતા અને હોઠ કોઈ અવ્યકત વેદનાથી મંદમંદ ફફડતા હતા. પૂજારીને તેમના શબ્દો સંભળાતા ન હતા, પણ તેમના હોઠના સ્પંદન પરથી તેમણે અનુમાન કર્યું કે જાણે કંચન એમ કહેતી હતી: 'અરે! શું હું તને આવું કહી શકું ખરી! કદિ નહિ.'

'જ્યારે પ્રબળ ઝંઝાવાત સમુદ્રના ગંભીર વૃક્ષઃસ્થળને વેરણછેરણ કરી નાંખે છે,' નીરુ કંચનની માફક કંપતા સ્વરે બોલતો હતો, 'અને ચંદ્રમા મેઘમાળાઓનો ઘૂંઘટ કાઢી અર્ધરાત્રીના સમયે વિલુપ્ત થઇ જાય છે, તે વખતે સ્મશાનનું આવરણ ચીરીને હે સુંદરી! તું મને તારા શીત વૃક્ષઃસ્થળ પર ચોંટાડી લેજે અને જ્યાં સુધી મારો આત્મા અને શરીર જગતના સર્વ બંધનોથી મુક્ત ન થાય, ત્યાં સુધી તું વિભિન્ન થઇશ નહિ.'

પૂજારીના શરીરમાં એકાએક ભયમિશ્રિત ક્રોધની લાગણી ફેલાઈ ગઈ. તેમણે જોયું કે કંચને ઉત્કંઠાભરી દ્રષ્ટિથી એવી રીતે

હાથ લંબાવ્યા હતા કે જાણે ચિરંતન કાળથી કોઈ વસ્તુ માટે તે તરફડતી ન હોય ! તેના હોઠ પુનઃ વેદનાભર્યા સ્પંદનની સાથે ગણગણતા હતા, ' નહિ, નહિ. '

કંચન તરફથી નજર હટાવી પૂજારીએ થાંભલા તરફ જોયું. તે હજુ પૂર્વવત નિશ્ચિત ભાવે ત્યાં જ સ્થિર ઊભો હતો અને પૂજારીને મૂક ભાષામાં જાણે કહેતો હતો, 'તમે પણ આ ગામના જ પૂર્વજોના સંતાન છો ને......'

કવિતા સમાપ્ત થતાં ફરી બગીચામાં નીરવતા ફેલાઇ ગઇ. કંચન અને નીરુ ઊભાં થયાં. કંચન ઘરમાં ગઇ અને નીરુ ઝાડી પાસે આવેલા કૂવાના થાળામાં જઇ ઊભો રહ્યો.

એકાગ્ર ભાવે નીરુ કૂવાના થાળામાં ઊભો ઊભો હરિયાળી ભૂમી તરફ જોતો હતો, એ વખતે પૂજારીના મનમાં એક ગંભીર વિચાર ઊઠયો, ' કંચનના પ્રેમીને જીવતો રહેવા દેવો એ એક આપત્તિ વહોરવા સમાન છે, ' અને બીજી જ ક્ષણે તેને સૂઝયું; 'ફક્ત પાછળથી એક જ ધક્કો મારવાની જરૂર છે. તે જરા પણ વિરોધ નહિ કરે. ખુદ તે પોતે જ મૃત્યુનું આવાહન કરે છે... '

એ એક ભયંકર પળ હતી. પૂજારી વિરોધી ભાવનાઓ સાથે યુદ્ધ કરતો હતો. અનાયાસે ઘણા દિવસથી તેના અંતઃસ્થળમાં છુપાયેલા એક વિચારે સાદ કર્યો અને એ ભયંકર પળ ટળી ગઇ. ' એક દિવસે તેં તેને મંદિરમાંથી બહાર કાઢયો હતો. તેનું કારણ તેણે મૃતદેહનું અપમાન કર્યું હતું. પણ આજે તું જે ભીષણ કામ કરવા તૈયાર થયો છે તે શું છે ? ' પૂજારી ગૂંચવાડામાં પડી ગયા. ' હે ભગવાન ! ' તે વિચાર કરવા લાગ્યા, ' હું આ શું કરવા તૈયાર થયો છું ? નીરુએ તો મૃતદેહની હત્યા કરી હતી; પણ હું તો જીવતા જીવને ખતમ કરવા તૈયાર થયો છું. સેંકડો જન્મે પણ આવા મહાપાપનું પ્રાયશ્ચિત થઇ શકે એમ નથી. 'અને અચાનક તેને એક મહાન સત્ય સમજાયું, ' જીવન મૃત્યુથી હજારગણું પવિત્ર, હજારગણું મહાન અને હજારગણું અમૂલ્ય છે.

જ્યારે પૂજારીએ પુનઃ કૂવા તરફ નજર કરી જોયું તે નીરુ ગૂમ થઇ ગયો હતો. ફક્ત નીરુ એકલો જ નહિ, સાં બીજી વસ્તુ પણ અદૃશ્ય થઇ હતી—પેલો જૂનોપુરાણો થાંભલે પણ હવે ત્યાં નહોતો.

પૂજારીને એવી ભ્રાંતિ થઇ કે કુભાવનાઓની સાથે યુ કરતી વખતે પોતે તે થાંભલાને જડમૂળથી ઊખેડી ફેંકી દીધે હતો અને તેના એટલા તો ટુકડા થઇ ગયા હતા કે તેની કરચે સિવાય બીજું કાંઈ નામનિશાન રહ્યું ન હતું.

પછી ધીમે ધીમે પૂજારીને એવી પ્રતીતિ થઇ કે તે થાંભલે બહાર નહોતો, પણ પોતાના જ અંતરમાં ઊભો હતો. તે જાણે પોતાના મનની દુર્બળતા, દુર્બુદ્ધિ અને મિથ્યાભિમાનનું સાકા સ્વરૂપ હતું અને જાણે પરંપરાગત દુર્વૃત્તિનું અવલંબન મેળવી વર્ષોથી પોતાના અંતરમાં જડ જમાવી ઊભો હતો. પરંતુ આ એ વિચારોને ધક્કો લાગતાં સહેલાઈથી ધરાશાયી થઇ ગયો હતે અને તે પાપનો સ્થંભ પોતાના અંતઃસ્થળમાંથી હંમેશને મા વિલુપ્ત થઇ ગયો હતો. પોતાના હૃદયમાં પ્રેમ અને ત્યાગ પુનિત ભાવનાઓની મધુર કલકલમયી ધારા પ્રવાહિત થઇ હ અને પોતે પૂજારી હોવા બદલ તે અભૂતપૂર્વ આનંદ પામતો હતે પોતે ધર્માધ્યક્ષના રૂપમાં અસંખ્ય આત્માઓના પથદર્શક અ સંરક્ષક હતા અને માનવજાતિના વિશાળ પરિવારના કુ પતિ, જગતના વિસ્તૃત ઉદ્યાનના માળી અને ભૂલ્યાંભટક માનવીઓને દોરનાર હતા.

જ્યારે વસંતની સલુણી સંધ્યા સમયે લીલી હરિયાળી પ્રદેશમાં થઇ પૂજારી ઘેર પાછા ફરતા હતા, તે વખતે 'એ તે કઈ વસ્તુએ પોતાને હત્યાના મહાપાપમાંથી ઉગારી હતી,' એ એ વિચાર કરતા હતા. તે વસ્તુ નહોતી પ્રેમની ભાવના કે નહો ત્યાગવૃત્તિ; તે પ્રત્યેક જીવનની પવિત્રતાની ભાવના હતી;

નીરુના દુર્ભાગ્યરૂપી ખેતરમાં વૃદ્ધિ પામીને આજે એક વિશાળ વૃક્ષની માફક દૃઢતાથી ઊભી હતી.

+　　　　+　　　　+

બીજે દિવસે સવારમાં કંચન બગીચામાં આવી ત્યારે તેની નજર રાતે પારિજાતકના ઝાડ નીચે રહી ગયેલા પુસ્તક પર પડી. તેણે જમીન પરથી તે પુસ્તક હાથમાં લીધું. પુસ્તકમાં વીંટી અને રૂપિયા જોઈ તે ચમકી ઊઠી. વીંટી અને રૂપિયા કારાગારમુક્ત કેદીની વાર્તાવાળા પાના પર હતા. કંચનના આશ્ચર્યની સીમા ન રહી. થોડીવારમાં તે આખી ઘટના સમજી ગઈ અને તેનાં નેત્રોમાંથી અવિરત અશ્રુધારા વહેવા માંડી.

જ્યારે નીરુ આવ્યો ત્યારે કંચન ડૂસકે ને ડૂસકે રડતી હતી. કંચન ધૈર્ય ધારણ કરી બોલી, 'નીરુ ! કાલે સાંજે મારા પતિ આવ્યા હતા. તેમણે આપણી બધી વાતો સાંભળી હતી. હું તને ચાહુ છું એ એ જાણી ગયા છે, એટલે એ આ બધી વસ્તુઓ અહીં મૂકી ગયા છે.'

'તું મને ચાહે છે ?' નીરુ આનંદથી બોલી ઊઠયો. 'શું ખરેખર તું મને ચાહે છે, કંચન ?'

'પણ તેઓ મારા પર નારાજ થયા નથી.' કંચન કહેતી હતી, 'હવે મને લેવા તેઓ નહિ આવે, નીરુ ! તે આ અંગૂઠી દ્વારા કહી ગયા છે કે હવે હું અહીં રહી તરી થઈ શકું છું.'

બપોર પછી પૂજારીનો સંદેશો લઈ ચંપાએ દેવળીમાં પ્રવેશ કર્યો.

ચંપાને ઘણી ઘણી વાતો કહેવાની હતી. તેમાં એક દિવા-સ્વપ્નની પણ વાત હતી. 'કાલ રાતના મને દેવળીની ભવ્ય ઇમારત દેખાઇ હતી. વૃદ્ધા પહેલાંની માફક જ તાકી તાકીને જોતી હતી અને પેલો જૂનોપુરાણો થાંભલો પણ અટલ ભાવથી સ્થિર

ઊભો હતો. પણ એકાએક તે વૃદ્ધાએ હાથ હલાવી સ્વર્ગ તરફ પ્રયાણ કરવા માંડયું. તે સમયે તેનું વિલિન વદન હર્ષથી ઝગમગી ઊઠ્યું. ' દેવળીના પ્રાચીન નિવાસીઓ હવે શ્રાપમાંથી મૂક્ત થઇ ગયા છે, ' એક ગંભીર અવાજ મને સંભળાયો અને બીજી જ ક્ષણે તે થાંભલો જમીનદોસ્ત થઇ ગયો. હવે મને આ દિવા-સ્વપ્ન ફરી નહિ દેખાય.'

---

## પ્રકરણ ૨૩ મું

---

ઘણે વર્ષે ધીરુ સમુદ્રની હવા ખાઇ, પાગલ બની અને બીમાર પડી ઘેર પાછો આવ્યો હતો. તેને મળવા નીરુ ઝુલ્લાણા આવ્યો. નીરુ ઘેર પહોંચ્યો ત્યારે ધીરુ ઓરડામાં ગાંડાની માફક આમતેમ આંટા મારતો હતો. તેને કોઇ ખાસ બીમારી નહોતી. તેની આંખો સૂઝીને દડા જેવી થઈ ગઇ હતી અને તેના મનમાં કોઇ વ્હેમ ઘૂસી ગયો હતો, તેથી તે નિરાંતે સૂઇ પણ શકતો ન હતો.

' ધીરુ ! આ તું શું કરે છે ?' નીરુએ ગભરાઇને પૂછ્યું.

પણ જાણે કાંઈ સાંભળ્યું જ ન હોય, તેમ પહેલાંની માફક ધીરુ ઓરડામાં આંટા મારતો હતો અને બૂમો પાડતો હતો, 'અરે બચાવો ! આઘાં કાઢો આ સમુદ્રનાં પક્ષીઓને. '

એક ખૂણામાં ધીરુની નવવિવાહિતા લમણે હાથ દઇને બેઠી હતી. નીરુને જોતાં વેંત તે બોલી ઊઠી, 'મોટાભાઈ, છેલ્લા એક માસથી તેમણે એક ક્ષણ માટે પણ આંખો મીંચી નથી. જો એ કોઇ પણ ઉપાયે ઊંઘી જાય તો થોડી વારમાં જ આ બધું મટી જાય એમ છે. પણ દુર્ભાગ્યવશાત્ તેમના મનમાં કોઈ ડર પેસી ગયો છે, તેથી ભયના માર્યા તેઓ ઊંઘતા જ નથી. આ પ્રમાણે રાતદિવસ હવામાં બાચકાં ભર્યા કરે છે અને આમતેમ દોડાદોડ કર્યા કરે છે...'

ધીરુનું ધ્યાન પોતાની તરફ ખેંચવાનો કોઇ ઉપાય ન જોતાં, નીરુએ તેને કોઇ પુરાણી સ્મૃતિની યાદ દેવરાવતાં કહ્યું, 'ધીરુ ! તને યાદ છે, એક દિવસ તું મને નાંદીસરના મવાલીઓ સાથે મરેલો સાપ ખવડાવવા આવ્યો હતો ?'

ધીરુ એકદમ થોભી ગયો. 'કોણ, મોટાભાઈ ?' તે આંખો ફાડી બોલ્યો, 'સારું થયું કે તમે આવી પહોંચ્યા. હવે હું પાગલ થતાં પહેલાં તમારી પાસે મારા અપરાધની ક્ષમા માંગી શકીશ.'

અને ધીરુની આંખોમાંથી ટપટપ આંસુ ટપકી પડયાં. તેણે કહ્યું કે કેવી રીતે સીંગાપુરના પતન પછી તેમનું જહાજ એક સ્થળે આવી પહોંચ્યું. ત્યાં યુદ્ધમાં મરણ પામેલા હજારો સિપાઇ-ઓની લાશ સમુદ્રના વૃક્ષઃસ્થળ પર તરતી હતી. 'તે લાશો છતી નહોતી.' ધીરુએ વાત કહેવી શરૂ કરી, 'દરેકના ગળામાં રબરની કોથ-ળીઓ બાંધેલી હોવાથી ઊભી તે બધી ય તરતી હતી અને તેમના માથાં પાણીની સપાટી પર સ્પષ્ટ દેખાતાં હતાં. આવી તો હજારો લાશો હતી. મોટાભાઇ ! જરા તો કલ્પના કરો કે તે દ્રશ્ય કેટલું ભયંકર હશે ! પણ સૌથી વધુ ભયંકર વાત તો એ હતી કે પાણીની સપાટી પર તરતાં એ નર–મૂંડોની આંખો, આકાશમાં ઊડતાં સમુદ્રપક્ષીઓએ કોચી ખાધી હતી. અરે ! સહન નથી થતું, જ્યારે હું આંખો મીંચું છું ત્યારે તે બિભત્સ દ્રશ્ય મારી સામે ખડુ થાય છે.' બોલતાં બોલતાં તે પુનઃ ભયભીત બની થંભી ગયો. થોડીવાર પછી તે કહેવા લાગ્યો, 'તે વખતે એક અજબ ઘટના બની ગઇ. આ દ્રશ્ય સહન ન થતાં જહાજનો કપ્તાન આંખો મીંચી પાણીમાં કૂદી પડયો. તે બિભત્સ દ્રશ્ય તેનાથી પણ સહન ન થયું. મોટાભાઇ ! આજે મને પસ્તાવો થાય છે કે શા માટે મેં પણ કપ્તાનનું અનુકરણ ન કર્યું.'

'ભાઇ ધીરુ !' નીરુ બોલ્યો. 'એ વાત યાદ ન કર !'

પણ ધીરુ બોલતો ન અટકયો. 'તે વખતે અમને એક અનોખી વાત સૂઝી. અમે બધા આવેશમાં આવી ગયા હતા, એટલે

ખભેથી બંદુકો ઊતારી પેલાં પક્ષીઓને મારવા લાગ્યા. કેટલી ભારે મૂર્ખતા! એમાં એ નિર્દોષ પક્ષીઓનો શો અપરાધ? તેઓ તો ફક્ત લાશો કોચતાં હતાં. જે રાક્ષસોએ સમુદ્રનો વૃક્ષસ્થળ હજારો નવજવાનોની લાશથી પાથરી દીધો હતો તેમની ગણત્રીમાં એ બિચારાં પક્ષીઓનો અપરાધ તો કાંઇ જ વિસાતમાં ન હતો. જ્યારે હું મનુષ્ય પ્રતિ મનુષ્યની નૃશંસતાનો વિચાર કરું છું, ત્યારે મારું માથું શરમથી નમી પડે છે. મોટાભાઈ, મને ક્ષમા કરો. એક દિવસ હું મારી જાતને તમારાથી મોટી માની જાવાસુમાત્રાની દુર્ઘટનાને લીધે તમારા તરફ ઘૃણાની નજરે જોતો હતો અને બીજાઓની નિંદા કરવા સિવાય બીજો કશો જ ધંધો કરતો નહોતો. આજ સુધી મેં માતાપિતાની સેવા નથી કરી, તેમ જ નથી કોઇને સહાયતા કરી. તમે તો પેલા સમુદ્રનાં પક્ષીઓની જેમ માત્ર મૃતદેહનું અપમાન કર્યું હતું, પણ મેં જીવનનો તિરસ્કાર કરવા સિવાય બીજું કર્યું છે શું?'

અને નીરુના ખોળામાં ધીરુ આળોટી પડી ક્ષમાની ભીખ માંગતો ડૂસકે ને ડૂસકે રોવા લાગ્યો.

'સહુ સારું થશે, ધીરુ!' નીરુએ ધીરુના માથે હાથ ફેરવી કહ્યું, 'હજુ પણ વાત સુધારી શકાય એમ છે.'

'ના, ના, હવે એ વખત જતો રહ્યો છે. તે દ્રશ્ય સદાને માટે મારી નજર સામે અંકિત થઈ ગયું છે. જરૂર હું પાગલ થઇ જઇશ.'

'ધીરુ! અહીં આવ. મારા હાથનો તારી આંખોએ સ્પર્શ થતાં તને કોઇ પણ ભયંકર દ્રશ્ય નહિ દેખાય.' કહી નીરુએ ધીરુની આંખો લૂછી.

'અહા! ખરું કહો છો, મોટાભાઇ!' ધીરુ બોલી ઊઠયો, 'તમારા જેવા પરોપકારી માણસના હાથમાં જ આવી અજબ ચમત્કારિક શક્તિ હોઇ શકે છે.'

'ધીરુ! આંખો બંધ કર.' નીરુ બોલ્યો.

ધીરુએ નેત્રો મીંચ્યાં અને નીરુના ખોળામાં માથું મૂકી જોતજોતામાં તે ઊંઘી ગયો.

× × × ×

ખરેખર તે દિવસ અદ્દ્ભુત અને વિલક્ષણ હતો. ધીરુને જે સત્યની ઝાંખી થઇ હતી તે જ સત્યની ધવલપુર જીલ્લાના એકએક મનુષ્યને પણ ઝાંખી થઇ હતી.

જ્યારે ધીરુ નિંદ્રામાં અચેત થઇ ગયો, ત્યારે નીરુ ત્યાંથી ઊઠીને વસ્તીમાં થઈ ફરતો ફરતો સરોવર તરફ આગળ વધ્યો. તે થોડેક દૂર ગયો હશે ત્યાં તો એક સ્ત્રીએ આવી તેનો હાથ પકડી લીધો. તે સ્ત્રી નાંદીસરના મવાલી બેચરની સ્ત્રી હતી. બેચર ભરતીમાં દાખલ થયો હતો અને બે વર્ષમાં જ પોતાના બંને પગ અને એક હાથ ગુમાવી પાછો આવ્યો હતો.

નીરુ તે સ્ત્રીની સાથે તેના મકાને ગયો. 'કેટલા દિવસથી હું તમારી ક્ષમા માગવા માટે તમારી રાહ જોઉં છું.' બેચર બોલી, 'સેતાનના હાથના હથીયાર બની લોકો કંઇક નિર્દોષ માનવીઓને આખી જિંદગીભર લૂલાંલંગડાં બનાવે છે, એ જોઇ મેં તમારી તરફ કરેલા દુર્વ્યવહાર બદલ મને હવે ખૂબ જ પશ્ચાતાપ થાય છે. તમે તો કેવળ મૃતદેહની હિંસા કરી હતી; પણ તેઓ તો રાત દિવસ હજારો જીવતાં જાગતાં માનવીઓ પર બોમ્બનો વર્ષા વરસાવી રહ્યા છે.'

ત્યાંથી નીરુ આગળ વધ્યો. પુનઃ તેને એક સ્ત્રી મળી. તે માનસીંગની પુત્રી શાન્તા હતી. 'મને ક્ષમા કરો!' નીરુની પાસે આવી તે બોલી, 'તે વખતે મને ખબર નહોતી કે જીવન મૃત્યુ કરતાં ઉચ્ચ છે. જ્યારે હું જોઉં છું કે કેટલાં ય બાળકો આ યુદ્ધથી અનાથ થયાં છે, કેટલીય સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થયું છે, તેમાં આ યુદ્ધની મોંઘવારી, બંગાળનો ભૂખમરો અને અન્ય

પ્રાંતોના અન્નસંકટના સમાચારોનો વધારો થતાં મારું હૃદય વલોવાઇ જાય છે અને તમારી તરફ મેં દાખવેલા વર્તન બદલ મને શરમ ઉપજે છે.'

વસ્તીથી જરા દૂર જતાં એક અપરિચિત યુવક દોડતો આવી નીરુના પગે બાઝી પડયો. આંસુ વહાવતો તે બોલ્યો, 'તમે કદાચ મને ઓળખતા નહિ હો. તમે કાવિઠા છોડી ગયા તે વખતે મારી ઉમ્મર દશ વર્ષની હતી, પણ મેં તમારા પ્રત્યે કરેલા ગેરવર્તાવ બદલ મારે તમારી પાસે ક્ષમા માંગવાની છે. તે વખતે બીજા છોકરાઓ સાથે હું પણ તમારી છેડતી કરતો હતો અને તમને ગાળો ભાંડતો હતો. પણ હવે મને સમજાય છે કે તમે બિલકુલ નિર્દોષ હતા. હું લશ્કરમાં જોડાયો હતો અને આફ્રીકાના મોરચા પર મેં મારી સગી આંખે માનવીને પોતાના ભાઈની હત્યા કરતાં જોઈ મને થયું કે મૃતક તરફ અપરાધ કરવા કરતાં જીવતા જીવનો હિંસા કરવી એ વધુ ખરાબ છે.'

તે અપરિચિત યુવકથી પોતાનો પગ છોડાવી નીરુ એક સમીપવર્તી ટેકરી પર ચડી ગયો અને સરોવરના અનંત જળરાશી તરફ મીટ માંડી બોલ્યો, 'જો મારા જીવનના તોફાનથી લોકોને માનવજીવનની હિંસા કરતાં વધુ ભિષણ બીજો કોઈ અપરાધ નથી એ સત્યની ઝાંખી થઈ હોય, તો તો એમાં જરા પણ સંદેહ નથી કે મારા દુર્ભાગ્યનાં કડવાં બીજમાં ભલાઈના મીઠા અંકુર પણ અંતર્નિહિત હતાં.'

---

## પ્રકરણ ૨૪ મું

---

દૂર દૂરથી આવેલા લશ્કરના સીપાઈઓ કાવિઠાના સરોવરમાં સહેલગાહ માટે ઉપડયા, પણ અચાનક અકસ્માત નડવાથી વહાણમાંનો દારુગોળો સળગી ઊઠયો અને તેના પરિણામે તેમના વહાણના ભાંગીને ભૂક્કા ઊડી ગયા.

મંદિરની બાજુના સ્મશાનમાં લગભગ વીસેક ચિતાઓ તૈયાર કરવામાં આવી હતી. તેની આસપાસ આમજનતા ખભે-ખભા મીલાવી ઊભી હતી. આ બનાવ કાવિઠાના ઇતિહાસમાં અસાધારણ હતો. આજ પૂર્વે કાવિઠાના સ્મશાનમાં એક-સામટાં આટલાં મુડદાં આવ્યાં ન હતાં, તેમ જ આટલો મોટો જનસમુદાય પણ એકત્રિત થયો ન હતો. આજના સમુદાયમાં સ્ત્રીઓ પણ સામેલ હતી.

સ્મશાનમાં સીતા અને ધીરુ સાથે નીરુ પણ દેખાતો હતો. નીરુએ છેલ્લાં આઠ વર્ષથી આ તરફ પગ મૂક્યો નહોતો. આજે પણ આ તરફ આવતાં તે ખચકાતો હતો, પરંતુ સીતાના આગ્રહને વશ થઇ તે આવ્યો હતો. નીરુને આનાકાની કરતો જોઇ સીતા બોલી ઊઠી, 'નીરુ! હું પણ એ મંદિરમાં પગ મૂકવા નથી ઇચ્છતી, પણ લાશ શોધી કાઢવા એક અઠવાડિયા સુધી સરોવરમાં એક ટાપુએથી બીજા ટાપુ રખડી તેં જે જહેમત ઉઠાવી છે તે જોતાં તું અગ્નિસંસ્કાર વખતે આમ મોં સંતાડી નાસતો ફરે એ સારું તો ન જ કહેવાય. ઉપરાંત તું જુએ છે કે હવે તારા પ્રત્યે લોકોની મનોવૃત્તિ પહેલાં જેવી નથી રહી, પછી શા માટે તું તે તરફ જતાં ખચકાય છે?'

સીતાની વાત સોળે સોળ આના બરાબર હતી. પહેલા કરતાં હવે નીરુ પ્રત્યેના લોકોના વર્તાવમાં આકાશપાતાળનું અંતર દેખાતું હતું. તેમણે યુદ્ધનાં ભીષણ હત્યાકાંડ અને ભયંકર દુષ્પરિણામ નજરે જોયાં હતાં, એટલે અસંખ્ય સ્ત્રીપુરુષોનું બલિ લેનાર આ બિભત્સ મૃત્યુયજ્ઞની તુલનામાં નીરુનો અપરાધ કાંઇ વિસાતમાં ન હતો! 'મૃત્યુથી જીવન લાખ દરજ્જે પુનિત અને મહાન છે.' લોકો નીરુની પરોપકારી વૃત્તિ અને મૃત માણસો તરફનો તેનો આદરભાવ જોઇ કહેતા હતા. મહા-રાજાઓના કહેવાતા આજના નેતાઓ પણ માનવજીવનની પવિત્રતાનો અનાદર કરી રાત દિવસ બેગુના અને નિર્દોષ લોકો

પર તોપના ગોળા વર્ષાવી રહ્યા છે, તેમના કરતાં તો નીરુ લાખ દરજ્જે શ્રેષ્ઠ છે.'

બીજી બાજુ નીરુની અંતર્દશામાં પણ પહેલાં કરતાં મોટું પરિવર્તન જણાતું હતું. જે દિવસથી તેણે સરોવરમાં ડૂબેલા સૈનીકોની લાશો બહાર કાઢવાનો પરોપકાર અને સેવાનું કઠોર વ્રત ગ્રહણ કર્યું હતું, તે દિવસથી વૈભવ અને અસાધારણ વીરતાના જશથી પણ અપ્રાપ્ય એવી અભૂતપૂર્વ શાંતિનો તેને અનુભવ થવા લાગ્યો હતો. આજે પહેલી જ વાર તેને જગતમાં 'સુખ' નામની કોઇ વસ્તુ છે એનો અનુભવ થયો હતો. 'પહેલાં હું કેટલો અબોધ અને દુઃખી હતો ?' નીરુ વિચાર કરતો હતો, 'મને ખબર નહોતી કે જીવન શું છે ! પણ હવે કલંકની કાલિમાંથી મુક્ત થઈ કંચન પાસે જઈશ, ત્યારે તે કેટલી રાજી થશે ! ભલે લોકો મારો બહિષ્કાર ચાલુ રાખે, એથી મને દુઃખ યા ગ્લાનિ કાંઇ નહિ થાય. હવે મને મારો અંતરાત્મા દોષિત નથી માનતો. મારા પાપનું પ્રાયશ્ચિત થઇ ચૂકયું છે.'

કાવિઠાના આ મહત્વપૂર્ણ કાર્યમાં સામેલ થવા જલીયાથી પૂજારી આવ્યા હતા. તેમને જોઈ પહેલાં તો નીરુને ગ્લાનિ ઉપજી, પરંતુ બીજી જ પળે તેને વિચાર આવ્યો, 'આ પૂજારીએ મારું કેટલું ભલું કર્યું છે ! એમના સિવાય બીજું કોણ મને કંચન જેવો ઉપહાર પ્રદાન કરે એમ હતું ! ખરેખર એ એક મહાત્મા અને ત્યાગી છે. તેમના ચહેરા પર ત્યાગ અને આત્મબલિદાનનું કેવું અપૂર્વ તેજ ઝળકે છે !'

મૃતદેહોનો અગ્નિસંસ્કાર પૂરો થયો એટલે પૂજારી મૃતકની સ્મૃતિ વિષે બે અક્ષર બોલવા ચિતાઓ પાસે આવ્યા. નીરુ પૂજારીના પ્રારંભિક શબ્દો બરાબર સાંભળી ન શકયો. ભૂતપૂર્વ યજમાનોનો આભાર માની પૂજારીએ બોલવાની શરૂઆત કરી. તે જ વખતે પાછળથી કોઇએ નીરુનો હાથ ખેંચી તેને ધ્યાનભંગ કર્યો. નીરુએ પાછળ જોયું તો ચંપા તેને બોલાવતી હતી.

'હું એકલી આવી છું,' ચંપાએ ગંભીર ચહેરે નીરુ તરફ જોઇ કહ્યું. પછી તેણે પૂજારી તરફ સંકેત કરી કહ્યું, 'તેમની સાથે નહિ.'

'મિત્રો!' પૂજારી સિદ્ધહસ્ત વક્તાના ગંભીર અવાજે બોલતા હતા. 'આ અમર સમાધિની સન્મુખ હું મૃત્યુ અને જીવનની પવિત્રતા વિષે બે અક્ષર કહીશ. મને વિશ્વાસ છે કે અહીં એવી એક પણ વ્યક્તિ નહિ હોય જે મૃત્યુની અલભ્ય પવિત્રતાથી અનભિજ્ઞ થઇ જાણતો ન હોય કે મૃતકનું અપમાન કરનાર બંને લોકમાં કઠોરમાં કઠોર દંડનો ભાગી થાય છે. તમને બધાને યાદ હશે કે થોડા વર્ષ પહેલાં ઝુલાણા ગામમાં નીરુ નામની એક વ્યક્તિ રહેતી હતી. તેની તરફ આપણે બધા તિરસ્કાર અને ઘૃણાયુક્ત ભાવથી જોતા હતા. તેણે પ્રકૃતિ અને સમાજના એક મહાન નિયમનું ઉલ્લંઘન કરી મૃત્યુની પવિત્રતાનું અપમાન કર્યું હતું. મારા માનવા મુજબ તમારામાંથી ઘણાએ તો તે દિવસે જોયું હશે કે કેવી રીતે આ મંદિરમાં તેના પાપની જાહેરાત થઇ હતી, કેવી રીતે લજ્જિત અને તિરસ્કૃત થઇ તે નીચા વદને ચૂપચાપ મંદિરની બહાર નીકળ્યો હતો અને લોકોનો વ્યંગપૂર્ણ તિરસ્કાર સહન કરતો તે પોતાના જીવનની અંતિમ પળો ગણતો હતો! તમને યાદ હશે: કેટલી નિર્દયતાપૂર્વક આપણે તિરસ્કારની તીવ્ર વાણીથી તેના મર્મ સ્થાન પર આઘાત કરતા હતા, કેટલી ભીષણતાની સાથે આપણે સમાજના પ્રબળ શસ્ત્ર બહિષ્કાર વડે તેના પર પ્રહાર કરતા હતા! અને છેવટે ચારે બાજુએથી સતામણી એટલી બધી વધી પડી હતી કે તેને પોતાના બાપદાદાનું વતન ઝુલાણા છોડવાનો વખત આવ્યો હતો, છતાં તે પોતાની બેહદ આજીજી, સહનશીલતા અને નમ્રતાથી વિમુખ થયો ન હતો. તે આપણાથી અછૂતની માફક દૂર રહેતો હતો અને ચૂપચાપ આપણા તીખાતમતા વ્યંગ અને ઉપહાસ સહન કરતો હતો. તે ઘણુંખરું નીચ વર્ણના લોકો—અનાથ બાળકો, ભટકતા

ભીખારીઓ અને બદમાશ લફંગાઓ સાથે રહેતો હતો અને પ્રતિદિન આપણે સાંભળતા હતા કે આજે તેના પ્રયત્નથી અમુક બદમાશ સુધરી ગયો છે અને અમુક અનાથ બાળક પોતાને ઘેર પાછો ગયો છે. આપણે તેની આજીજી અને સહનશીલતા જોઈ તેનો વધુ તિરસ્કાર કરતા હતા, છતાં જ્યારે પણ કોઈ અસાધારણ કામ આવી પડતું, ત્યારે સૌથી પહેલો તે જ હાજર થઈ કામ કરી આપતો. કોઈ પણ રીતે તે આપણી સહાનુભૂતિ મેળવવા તલપાપડ થઈ રહ્યો હતો, પણ આપણે તેની અસીમ સહનશક્તિ જોઈ ગભરાતા હતા અને આપણાથી તે વેગળો રહે એમ ઇચ્છતા હતા. આપણે તેને સમાજમાં દાખલ કરવાના વિચારમાત્રથી કંપી ઊઠતા હતા. પ્રકૃતિના ગુનેગારને માફી આપવી એ આપણી સત્તા બહારની વાત હતી. જો તેણે આપણો કોઈ ગુનો કર્યો હોત તો આપણે તેને કદાચ માફી આપત, પરંતુ તેણે તો પ્રાકૃતિક ધર્મનું ઉલ્લંઘન કર્યું હતું. એવા ઈશ્વરના ન્યાયાલયના એ મહાન અપરાધીને માફી આપવાની યા સજા કરવાની આપણી સત્તા બહારની વાત હતી.'

'ભાઈઓ! જરા કલ્પના કરો, તે વખતે તેની દશા કેવી દયનીય હશે! તે બીજાનું ભલું કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરતો હતો, છતાં કલંક તેના ખભા પર ચડી વ્યંગપૂર્ણ હાસ્ય હસી કહેતું હતું, 'તું મારા એવા તો સકંજામાં આવી ગયો છે કે જગતની કોઈ પણ શક્તિ તને મુક્ત કરવાને શક્તિમાન નથી.'

નીરુની જાહેરમાં ચર્ચા થતી જોઈ તેની માની આંખમાં આંસુ આવ્યાં, પણ નીરુ નિર્ભીક વદને પૂજારી તરફ જોતો ઊભો હતો. અત્યારે તેના મનમાં પુનઃ આજીજીનો અનુભવ થતો હતો–જે સમાજની સહાનુભૂતિ મેળવવા માટે તેના ચહેરા પર ઝળકતી હતી–તથાપિ તેના મનમાં પહેલાંના જેવી આત્મ-ગ્લાનિ ન હતી. તે નિશ્ચિંત વદને પૂજારીનો એકેએક શબ્દ સાંભળતો હતો. આજે જાહેરમાં એની ચર્ચા થતી હતી તેની તેને જરા પણ પરવા ન હતી.

'પરંતુ છેલ્લા થોડા વર્ષથી આપણે જોઇએ છીએ કે આ જગતમાં મૃત્યુનું સામ્રાજ્ય અધિકાધિક વિસ્તૃત અને પ્રબળ થતું જાય છે,' વ્યાખ્યાન ચાલુ હતું. 'આપણે જોઇએ છીએ કે મૃત્યુ હિંસા અને અત્યાચારના ભયાનક શસ્ત્રો દ્વારા દિનપ્રતિદિન માનવ-જાતિ પર પોતાનું સામ્રાજ્ય વધુને વધુ જમાવી રહ્યું છે. આજે મૃત્યુના રાજમાં પ્રોત્સાહન ન મળતું હોય એવી એક પણ બુરાઇ નથી. તે અનેક પ્રકારનાં પાપ, રોગ અને ગુના ફેલાવે છે અને નાની કુમળી વયના બાળકોને પુખ્ત થતાં પહેલાં જ ઝડપી લે છે તેમ જ યુદ્ધના ભિષણ વધયંત્રદ્વારા હજારો અને લાખો તોપો ભીષણ ગોળા વર્ષાવે છે. આજે કેટલી ય વિધવાઓ મૃત્યુના અત્યાચારથી તરફડે છે, કેટલી ય માતાઓ અનાથ બાળકને લઈ બેફાટ રુદન કરે છે અને કેટલા ય વૃધ્ધો જુવાનજોધ જેવા પુત્રો ગુમાવી નૈરાશ્યના સમુદ્રમાં ડુબી ગયા છે. મૃત્યુના તાંડવનૃત્યની કલ્પના કરતાં નેત્રોમાંથી લોહીનાં આંસુ વહે છે.'

'આ જોઈ પ્રશ્ન ઊઠે છે : શું મૃત્યુના આ મનમાન્યા જુલ્મ વિરુદ્ધ માથું ઊંચકી પીડિતોની બેડીઓ તોડી તેમને મુક્ત કરે એવી એક પણ શકિત આ જગતમાં હયાત નથી? જવાબ મળે છે : 'છે, કેમ નથી? મૃત્યુનો આજન્મ શત્રુ જીવન બધા અત્યાચારોને ખેદાનમેદાન કરી ફરીથી માનવજાતિને ઉન્નતિને શિખરે લાવવા માટે સમર્થ નથી શું?' પણ પુનઃ સવાલ ઊઠે છે, 'ત્યારે અમારા પગની બેડીઓ તૂટતી કેમ નથી? શું અમે જીવનને સૌથી વધુ ચાહતા નથી?' આ પ્રશ્નનો ઉત્તર આપવા હું તમારી સન્મુખ ઊભો થયો છું. હું જોઉં છું કે હજી સુધી આપણે જીવનને કેવળ ઉપેક્ષાની દ્રષ્ટિએ જ જોઇએ છીએ. જાણે તે આપણો એક બીનપગારદાર સેવક ન હોય! ખરું પૂછો તો આપણે જીવનને રોટી જેવું સમજીએ છીએ. ખાય છે બધા પણ કોઇ તેનો આભાર માનતું નથી. જાણે તેમાં કાંઇ પોષકતત્વ જ ન હોય, જાણે તેનું કાંઇ મૂલ્ય જ ન હોય, કે ન હોય તેને કાંઇ સ્વરૂપ.'

'તમે બધા કહેશો કે આ બધું જાણવા છતાં અમે જીવનને વધુ ચાહીએ છીએ અને પૂજારી તો ખાલી બકવાટ કરે છે. પણ ભાઈઓ! હું પૂછું છું કે જીવનને મહાન બનાવવા માટે તેને માત્ર ચાહવું એટલું જ બસ છે? જો એમ જ હોય તો જે આપણુને સૌથી અધિક વહાલાં છે, એવાં આપણા બાળકો આપણુને ભારરૂપ શા માટે લાગે છે? આથી દિવા જેવું સ્પષ્ટ થતું નથી કે જેવી રીતે બાળકોને સુધારવા માટે પ્રેમ ઉપરાંત બુદ્ધિ, શિક્ષણ અને શાંતિની જરૂર છે, એ જ પ્રમાણે જીવનને માટે પણ બીજી કોઈ વસ્તુની આવશ્યકતા છે. ભાઈઓ! જીવન એ એક નવવિવાહિતા છે, જેને સુશીલ બનાવવા માટે ફક્ત પ્રેમ જ નહિ, પણ શાંતિ, પવિત્રતા અને સંયમની આવશ્યકતા છે. જ્યાં સુધી રોમેરોમ અહિંસા, જાતિપ્રેમ અને પવિત્રતા અભિમંત્રિત કરવામાં નહિ આવે, ત્યાં સુધી જીવન મૃત્યુ સામે ટક્કર લેવા શક્તિશાળી નહિ થાય. હું ઈશ્વરનો આભાર માનું છું કે છેલ્લા થોડા દિવસથી મને આ મહાન સત્યની ઝાંખી થઈ છે કે 'જીવન મૃત્યુથી લાખ દરજ્જે અધિક પવિત્ર, અધિક મહાન અને અધિક મૂલ્યવાન છે. જીવનના પૂજારીઓનું સન્માન કરવું, અનાથોને આશ્રય દેવો, પતિતને સત્યપંથ દેખાડવો અને બધાને સમદ્રષ્ટિએ જોવા એ જ મહાન ધર્મ છે.' ઘણા આનંદની વાત છે કે આજે કાવિઠાના ઘણાખરા વતની નીરુ પ્રત્યે પોતે કરેલા અપરાધ બદલ પસ્તાવો કરી રહ્યા છે અને તેની પરોપકાર વૃત્તિનું સન્માન કરી તેને પ્રેમભરી નજરે જોવા લાગ્યા છે. અવશ્ય લોકોને એટલું તો સમજાયું છે કે કોઈ ગમે તેવો અપરાધી ભલેને હોય પણ જો તે જીવનનો ભક્ત, લોકોનો સેવક અને ગરીબોને સહાયક હોય તો તે સૌથી અધિક આદર અને પ્રેમને પાત્ર છે.'

'એટલે આજે જીવનના એ ખરા પૂજારી નીરુ પાસે તમે બધા વતી હું આપણાં પૂર્વકૃત્યો અપરાધો બદલ ક્ષમા માંગુ છું અને જાહેર કરું છું કે તે સર્વથા નિર્દોષ છે. હું આશા રાખું છું કે તમો બધા મારી સાથે સહમત હશો જ.'

બધાની આંખોમાં આંસુ છલકાઇ ગયાં. કોઇએ પૂજારીના શબ્દોનો વિરોધ ન કર્યો.

'હું ઘણો જ રાજી થયો છું કે તમે બધા કાંઈ પણ સાબીતીની માગણી કર્યા વિના નીરુની નિર્દોષતા સ્વીકારો છો.' પૂજારી ખીસ્સામાંથી પત્ર કાઢતાં બોલ્યા. પત્ર ચિતામાં પોઢેલા એક માનવીના ખીસ્સામાંથી નીકળ્યો હતો. તે પરપ્રાન્તીય ભાષામાં હતો એટલે તેનો અનુવાદ કરી પૂજારી વાંચવા લાગ્યાઃ

'પ્રિય મૃણાલિની,

આવતી કાલે અમે કૂચ કરીશું. પ્રભુ જાણે આપણે ક્યારે ફરી મળીશું. પણ જો દૈવેચ્છાએ મારું મરણ થાય તો પ્રિય મૃણાલિની, તું, કલકત્તામાં કોર્નવૉલીસ સ્ટ્રીટમાં રહેતા જગદીશચંદ્ર મલીકને ખબર આપજે કે તેમનો દત્તક પુત્ર નીરુ જાવાસુમાત્રાની યાત્રામાં અમારી સાથે તે બિભત્સ પાપમાં સામેલ ન હતો. તે બિચારો કલાકોથી બેહોશ હતો, પણ જ્યારે તે ભાનમાં આવ્યો ત્યારે અમોએ જૂઠેજૂઠું તેના પર દોષારોપણ કર્યું હતું કે તેણે પણ માણસનું માંસ ખાધું છે, જેથી અમારી વિરુદ્ધ કાંઇપણ બોલી ન શકે. થોડીવાર પછી નીરુ તરફ જોઇ તે બોલ્યો. 'એક દિવસે મેં તને દોષિત ઠરાવી સમાજથી બહિષ્કૃત કરાવ્યો હતો. આજે હવે તેને નિર્દોષ જાહેર કરી પુનઃ સમાજમાં સંમિલિત કરવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થવા બદલ હું પ્રભુનો ઉપકાર માનું છું. હું આથી જાહેર કરું છું કે તું સર્વથા નિર્દોષ છે. હવે તારે લોકોથી મોં છુપાવવાની આવશ્યકતા નહિ રહે. હવે તારી તરફ એક પણ બાળક તિરસ્કારપૂર્ણ આંગળી નહિ ચીંધે.'

સાંભળનારાઓના દિલમાં આનંદ અને વિસ્મયની એક સનસનાટી પ્રસરી ગઈ. વર્ષોથી બહિષ્કૃત થયેલા નીરુને પોતાની વચમાં ઊભેલો જોઈ તેઓ આનંદના આંસુ વહાવા લાગ્યા. પણ નીરુ તો શાંત વદને સ્વસ્થતા ધારણ કરી ઊભો હતો.

'પરંતુ કદાચ તમો પૂછશો કે જો નીરુ નિર્દોષ હતો તો શા માટે તેને આટલું કષ્ટ બધું વેઠવું પડયું?' પૂજારી પુનઃ લોકો તરફ ઝૂકી કહેવા લાગ્યા, 'તો તેના બે જવાબ છે. પહેલો તો એ કે પરમાત્મા સુખ આપતાં પહેલાં અધિકતર દુઃખ આપે છે. એટલે નીરુને પણ તેમણે તરેહ તરેહ પ્રકારનાં દુઃખ આપ્યાં કે જેથી અંતે જીવનના પાછલા ભાગમાં તેને મનોવાંછિત સુખ મળી શકે. બીજું આ કળીયુગમાં ઇશ્વર આપણને પ્રત્યક્ષ વાણી-દ્વારા નહિ, પણ મનુષ્યના કર્મદ્વારા આદેશ આપે છે, જેથી આપણે જાણી શકીએ કે પ્રત્યેક મનુષ્યના જીવનમાં સૃષ્ટિકર્ત્તાનો કોઇ નિગુઢ સંદેશો સમાયેલો છે. ભાઇઓ! મને વિશ્વાસ છે કે પરમાત્માએ નીરુને પણ એક મહાન સંદેશો લઇને મોકલ્યો છે, જેની દ્વારા ઘોર અજ્ઞાનાંધકારના આ યુગમાં આપણે દુઃખની જાળમાંથી મુક્તિ મેળવવાનો ખરો રસ્તો જાણી શકીએ...'

આ શબ્દો સાંભળી નીરુનું હૃદય આનંદે નાચવા લાગ્યું. "કલંકની કાલિમાથી મુક્ત થઇ હું કંચન પાસે જઇશ ત્યારે તે કેટલી રાજી થશે!' તે ભાવિ સુખની કલ્પનામાં ગોથાં ખાવા લાગ્યો. પણ એકાએક તેના પગ કંપવા લાગ્યાં, આંખે અંધારાં આવવા લાગ્યાં, નાડીઓ તૂટતી હોય એમ લાગ્યું અને હૃદયના ધબકારા વધી ગયા.

'તેણે આપણને શીખવ્યું છે કે બૂરાઇઓની સામે યુદ્ધ કરવામાં નર્યા ઉપદેશ, નર્યા આદર્શના પાઠ નિષ્ફળ નીવડે છે.' પૂજારીનું વક્તૃત્વ ચાલું હતું. 'પતિતનું પાપ મિટાવવા માટે તેના મનમાં પાપ પ્રતિ ઘૃણાનો એટલો તો પ્રબળ ભાવ ઉત્પન્ન કરવો જોઇએ કે તેનો આત્મા પાપની કલ્પના માત્રથી કંપી ઊઠે અને જ્યાં સુધી પાપની દુર્ગંધ તેના અંતરમાંથી સમૂળગી નષ્ટ ન થાય ત્યાં સુધી તેને ચેન ન પડે. ભાઇઓ! નફરતની ભાવનાને દુનિયાની બૂરાઇઓ નષ્ટ કરવાનું સાધન બનાવી, નીરુએ

આપણને શીખવ્યું છે કે મનુષ્ય પોતાના દુઃખના કાંટાથી સમસ્ત ભાઈઓ ભેખડી માનવજાતિ પર મહાન ઉપકાર કરી શકે છે.'

આ સમયે નીરુના હૃદયના ધબકારા એટલા તો વધી ગયાં કે તેને ઊભા રહેવું પણ મુશ્કેલ થઈ પડયું. તે જમીન પર બેસી ગયો. તેના મોંમાંથી વેદનાનો એક હરફ પણ નીકળી શકતો ન હતો. તેને બેઠેલો જોઇ સીતાએ વિચાર કર્યો કે લોકોની દ્રષ્ટિથી બચવા માટે તે જમીન પર બેસી ગયો હતો.

પૂજારીએ એક ગંભીર શ્વાસ લઈ લોકો તરફ જોયું. લોકો પૂજારી તરફ ઉત્સુક વદને જોતા હતા: જાણે કે હમણાં થોડીવારમાં પોતાનાં સમસ્ત દુઃખોની ઔષધિ મળવાની ન હોય એમ! 'ભાઈઓ!' આ વખતે પાછળ ઊભેલા લોકો તરફ મોં ફેરવી પૂજારી કહેવા લાગ્યા. 'આટલા વિવેચન પછી એક ક્ષણ માટે તમારું મન આ સમાધિમાંથી હટાવીને રંગુનના બોમ્બમારા તરફ આકર્ષિત કરવા માંગુ છું. ભાઈઓ! તે વખતનું રંગનનું દ્રશ્ય એવું તો હૃદયદ્રાવક હતું કે અત્યારે પણ તે દ્રશ્યનું વર્ણન કરતાં મારા હૃદયમાં કંપારી છૂટે છે. તમે બધા એમ ન માનશો કે પૂજારી ખાલી કલ્પનાના ઘોડા દોડાવે છે. મિત્રો! આ કલ્પના નથી; નર્યું સત્ય છે. આ હૃદયદ્રાવક દ્રશ્ય મેં મારી સગી આંખે જોયું છે. કેટલાં ય મકાનો જમીનદોસ્ત થઇ ગયાં હતાં; કેટલાક ભડકે બળતાં હતાં અને માનવીની હજારો સડી ગયેલી લાશો શહેરમાં ગમે તેમ રઝળતી હતી. તેને કોઇ બાળનાર નહોતું. તેમની આસપાસ કૂતરાં ગેલ કરતાં હતાં અને ઉપર આકાશમાં સમડીઓ અને ગીધોનાં ટોળાં ભમતાં હતાં. તેઓ ઝપટ મારી મારીને લાશોની આંખોમાં ચાંચો મારતાં હતાં અને આનંદની ચીચીયારીઓ પાડતાં હતાં.

કદાચ તમે એમ કહેશો કે અમારે એ ધૃણિત દ્રશ્ય સાથે કાંઈ લેવાદેવા નથી. યુદ્ધના આ ભયંકર દુષ્પરિણામ માટે અમારો

શો દોષ છે? અમારો તેમાં જરા ય હિસ્સો નથી. એ તો જે કરશે, તે ભોગવશે.'

'પણ હું તમને વિનંતી કરું છું કે તમે બધા મૃત્યુના આ ભયંકર દૂત તરફથી તમારી નજર ન હટાવશો. હું તમને પ્રાર્થના કરું છું કે તમે યુદ્ધની આ મૂર્તિમંત ક્રૂરતાને કદી ન ભૂલશો, તેમ ન તો મનમાં ઉપજેલા ઘૃણા, શોક, દયા અને પશ્ચાત્તાપના ભાવોની અવહેલના કરશો. આજના આ કરુણ પ્રસંગ બનવાની પાછળ જરૂર પરમેશ્વરનો કાંઈ ઉદ્દેશ હોવો જોઇએ. બંધુઓ! યુદ્ધના આ બિભત્સ સ્વરૂપને જોઇ તમારા મનમાં ભય, કમકમાટી, ગ્લાનિ અને શોક ઉત્પન્ન થાય તો તેને ધક્કો મારી અંતરની બહાર કાઢી ન મૂકશો. તેને તમારા શરીરનાં રોમેરોમમાં અને પ્રત્યેક ખૂણેખૂણામાં એટલી દ્રઢતાથી બાંધી રાખજો કે યુદ્ધ તરફ તમારા દિલમાં ઘૃણાના ભાવે જમાવેલા મજબૂત અંકુરને દુનિયાની કોઇ પણ શક્તિ ઊખેડી ન શકે. આપણામાંના ઘણાઓએ આ યુદ્ધમાં સક્રિય ભાગ લીધો નથી, છતાં આપણે સમાચારોમાં હારજીતના સમાચાર વાંચી, સૈનિકોની વીરતા અને યુદ્ધકુશળતાની પ્રશંસા કરી એક યા બીજા પ્રત્યે આપણી સહાનુભૂતી પ્રદર્શિત કરી પરોક્ષ રીતે યુદ્ધના પ્રત્યેક કાર્યમાં પ્રોત્સાહન આપ્યું છે.'

'મિત્રો! આજે યુદ્ધ વિરુદ્ધ ગમે તેવાં ભાષણો કરવામાં આવતાં હોય અને શાંતિના ઉપદેશ દ્વારા તેની ગમે એટલી ચેકડી કરવામાં આવતી હોય, છતાં જગતમાંથી હજી તેનું અસ્તિત્વ ભૂસાયું નથી. એટલા માટે હું તમને વિનંતી કરું છું કે આજના દ્રશ્ય તરફથી તમારું મન કદી ન હટાવશો. તેના પ્રત્યે તમારા મનમાં ઘૃણાનો એટલો બધો ભાવ ભરજો કે યુદ્ધ એ શબ્દનું ઉચ્ચારણ પણ તમને બધાને એટલું બધું તો કર્ણકટુ થઈ પડે કે ન તો કોઈ તેને બોલે કે ન તો તેને કોઈ સાંભળે. ભાઇઓ, યુદ્ધની ભીષણતાનું આ અંતિમ સ્વરૂપ નથી. શી ખબર થોડા વર્ષો પછી હારેલી પ્રજાના જોસથી અને ઉત્સાહથી પુનઃ રણભેરી

ફરી ફૂંકાવા નહિ માંડે ! શી ખબર કે ભવિષ્યમાં આથી પણ ભયંકર હત્યાકાંડ નહિ થાય અને લોકો પુનઃ રણવીરતાની પ્રશંસા અને ઉપાસના કરવા મંડી નહિ પડે. એટલે અત્યારથી જ આપણે માનવજાતિના મનમાં યુદ્ધ પ્રતિ ધૃણાની ભાવના એવી તો ભરવી જોઇએ કે ભવિષ્યમાં યુદ્ધનું નામનિશાન આ દુનિયામાં રહે નહિ. યુદ્ધ માનવજાતિનો પ્રબળ શત્રુ છે. નીરુની માફક જો આપણે પણ યુદ્ધના દુષ્પરિણામથી ભય અને વેદનાને શ્રદ્ધાના રૂપમાં પલટી નાંખીએ, તો આ ભયંકર શત્રુ જોતજોતામાં પરાજિત થઈ જાય એમ છે અને જગતમાં સુવર્ણયુગનો આવિર્ભાવ થાય કે જેમાં માનવજીવનની પવિત્રતા અને મહત્તા...'

દરમિયાન પાછળથી પૂજારીનો હાથ ખેંચી કોઇએ કહ્યું, 'નીરુની સ્થિતિ ગંભીર છે !'

વ્યાખ્યાન અધુરું રહ્યું. પૂજારી ભીડમાં રસ્તો કરતા નીરુ પાસે આવ્યાં. નીરુ સીતાની ગોદમાં માથું મૂકી જમીન પર પડયો હતો. તેની છાતી હૃદયના ધબકારાથી ધમણની માફક કંપતી હતી. પૂજારીને પોતાની તરફ આવતા જોઈ તેનું ફીકું મુખમંડળ પ્રેમની મધુર રેખાઓથી ઝગકી ઊઠયું અને પૂજારીની ક્ષમા માગવા માટે અથવા આભાર માનવા માટે હાથ લંબાવી અસ્પષ્ટ સ્વરે ગણગણ્યો. પૂજારી નીરુ પાસે બેઠા. નીરુ જેવો અણમોલ મિત્ર ગુમાવી બેસવાની કુશંકાથી તેમનું મન કંપી ઊઠયું. તે રોતાં રોતાં અવરુદ્ધ કંઠે બોલી ઊઠયા, 'મારા બંધુ ! અમને બધાને મૂકીને તું કયાં જાય છે. અહીં જ રહે, બીજા કોઈની ખાતર નહિ, પણ કંચનની ખાતર......!'

લોકો નીરુને પાસેના મકાનમાં લઇ ગયા. દાકતરને બોલાવવામાં આવ્યો. શારિરીક તપાસ કર્યા પછી દાકતરે પૂજારીને કહ્યું, 'રોગી એકાદ બે કલાકનો મહેમાન છે.'

લોકો પૂજારીની રાહ જોતાં સ્મશાનમાં ઊભા હતા. તેમને આશા હતી કે જતાં જતાં પણ પૂજારી કાંઇક કહેશે. ઘણા સમય

ની રાહ જોવા છતાં પૂજારી ન આવ્યા, ત્યારે તેમની ખબર
ઢવા માણસને મોકલતાં જણાયું કે પૂજારી મરણાસન્ન નીરુને
ડીને આવી શકે એમ નથી.

---

## પ્રકરણ ૨૫મું

વ્યાખ્યાનની સમાપ્તિ માટે લોકો પૂજારીની પ્રતિક્ષા
તાં ત્યાંના ત્યાં જ ઊભા હતા. દરમિયાન મંદિરમાંથી એક
જબ અવાજ સાંભળી લોકો વિસ્મયતાપૂર્વક ચારે તરફ જોવા
ગ્યા. તેમની દૃષ્ટિ અર્ધસુષુપ્ત અવસ્થામાં હાથ લાંબા કરી બોલતી
ક સ્ત્રી પર પડી. તેની આંખોમાંથી આંસુ વહેતાં હતાં અને
તક પાછળની બાજુ ઢળી પડયું હતું. તે બેભાનાવસ્થામાં કોઇ
દ્ભુત દિવાસ્વપ્ન જોતી હતી.

'મને શ્મશાનમાં અગ્નિદાહ કરેલા માનવીઓના આત્માઓ
ખાય છે.' તે સ્ત્રી બોલતી હતી, 'તેમણે મૃત્યુના પ્રદેશમાં પ્રવેશ
ર્યો છે અને વિદ્યાલય જેવા જણાતા એક વિશાળ ભવન તરફ
ગ્રેસર થયા છે. દ્વારપાળ તેમને રોકે છે અને તેઓ અંદર પ્રવેશ
વાને તોફાન કરે છે અને કહે છે, 'અમે દુનિયાદારીની બધી
રીક્ષા પાસ કરી છે અને અંતીમ પરીક્ષા આપવા અહીં
વ્યા છીએ.' દ્વારપાળ કહે છે, 'પણ તમે તમારા નિયત
મય કરતાં વહેલા આવ્યા છો.' પણ છેવટે તે ભવનનું દ્વાર
ખોલે છે અને બધા એક લાંબા ઓરડામાં જઇ ઊભા રહે છે.
સૌ કઠોર પરીક્ષાના ભયથી કંપી ઊઠે છે. આ દરમિયાન એક
વ્ય પુરુષ અંદર આવે છે. તેના શુભ્ર લલાટ પર ચાંદી જેવા
ત કેશપાશ રેશમની માફક ફેલાયેલા છે. 'પૃથ્વીના વિદ્યાર્થીઓ!'
દિવ્ય પુરુષ તેમની પાસે આવી પૂછે છે, 'આજકાલ દુનિયામાં
રી દશ આજ્ઞાઓનું કયા રૂપમાં પાલન થાય છે?' વિદ્યાર્થીઓ
સરળ પ્રશ્ન સાંભળી આનંદમાં આવી જાય છે, પણ જવાબ

આપતી વખતે તેમની જીભ તોતડાય છે, અવાજ ભરાઈ જાય છે ને ગળુ રુંધાય છે. શબ્દોનું ઉચ્ચારણ કરતી વખતે શાથી મુશ્કેલી નડે છે એ ખૂદ તેમને પોતાને પણ સમજાતું નથી. મહામુશ્કેલીએ તેઓ જવાબ આપે છે, 'ખોટા દેવની પૂજા ન કરો...પ્રભુના નામનો દુરુપયોગ ન કરો...તનમનથી શુદ્ધ રહો... માતાપિતાની સેવા કરો...'

વૃદ્ધ પુરુષ તેમને બોલતાં અચકાતા જોઈ હસે છે. 'તમે લોકોએ આ શબ્દો જેમ ફાવે તેમ ગોખી માર્યા લાગે છે,' તે કહે છે. 'પણ આ તો ચાર જ થઈ?' મૃતક આ વખતે તરત બોલી ઊઠે છે. તેમને પોતાના વિદ્યાલયમાં શીખેલી આજ્ઞાઓ યાદ આવે છે. હવે નથી તેમની જીભ અચકાતી કે નથી તેમનું ગળું રુંધાતું. એકી અવાજે બધા સામટા બોલી ઊઠે છે, 'હત્યા કરો, ચોરી કરો, વ્યભિચાર કરો, જૂઠું બોલો, પડોશીને હેરાન કરો અને તેમની માલમીલકત લઈ લો, મિત્રોનાં ગળાં કાપો, ભોળા લોકનો નાશ કરો, ઘરબાર બાળી મૂકો, પારકી સ્ત્રીને ઊઠાવી જાવ.' જવાબ આપી તેઓ આનંદથી નાચવા મંડી પડે છે. તેઓ સમજે છે કે પોતે પરીક્ષામાં સારી રીતે પાસ થયા છે, પણ પરીક્ષકનાં ભવાં ખેંચાય છે. 'મૂર્ખાઓ!' તે આવેશમાં આવી પૂછે છે, 'જે નિયમો મેં માનવજાતિની પવિત્રતા સુરક્ષિત રાખવાને કર્યા છે, તે અટલ નિયમોનો આ ખોટો અર્થ તમને કોણે શીખવ્યો ?'

મૃતક છોભીલા પડી જાય છે. 'અમે કાંઈ જાણતા નથી.' તેઓ જવાબ આપે છે, 'અમે સૈનિકો છીએ, હત્યા કરવી, પ્રાણ વિસર્જન કરવા એ અમારો ધર્મ છે. અમે મૃત્યુની પ્રજા છીએ, તેના સેવક છીએ.'

દિવ્ય પુરુષ કહે છે, 'અભાગિયાઓ! ખરેખર તમે મૃતક જ છો. તમારો સ્વામી કોણ છે એટલું પણ તમોને ભાન ન રહ્યું! ભ્રાન્ત મનુષ્યો, તમારું વાસ્તવિક સ્વરૂપ તો જુઓ.'

તેમને પોતાના જીવનની મૂર્ખાઈઓનું હાસ્યાસ્પદ સ્વરૂપ દેખાય છે. એકાએક તેમને ભાન થાય છે કે પોતે નશ્વર જડ વસ્તુ નથી, પણ અમર અવિનાશી ચૈતન્ય છે. પોતાનું સ્થાન નાશવંત પૃથ્વી નથી, પણ અમર અવિનાશી ચૈતન્ય છે—જેને સ્વર્ગ કહે છે. તેમને પોતાના પાપ માટે પશ્ચાતાપ થાય છે અને અનિવાર્ય દંડની શંકાથી તેઓ બધા કંપી ઊઠે છે.

વૃદ્ધ પુનઃ મૃતકની સમીપ આવે છે. 'તમે બધા મારી તરફ જુઓ.' તે કહે છે, 'હું જ જીવન છું અને હું જ મૃત્યુનો રચિતા છું. હું જ પાનખર ઋતુમાં પીળા પાંદડાને ખેરવું છું, જેથી પ્રતિવર્ષે નૂતન પલ્લવોને સ્થાન મળી શકે. હું જ વિસ્તૃત બ્રહ્માંડમાં અસંખ્ય નક્ષત્રોને બાળીને ભસ્મીભૂત કરું છું, જેથી નવીન તારાગણ ઉત્પન્ન થઈ ગગનમંડળમાં પ્રકાશી શકે, હું જ વૃદ્ધોને પ્રાણવિહીન કરી નૂતન સૃષ્ટિ ઉત્પન્ન કરું છું, જેથી જગતમાં નિત નૂતન જીવનનો સંચાર થતો રહે. પરંતુ હું જોઉં છું કે જીવનની અવહેલના કરી માનવજાતિ દિનપ્રતિદિન મૃત્યુની ઉપાસનામાં લવલીન થઈ રહી છે. મેં મૃત્યુને જીવનનું દાસત્વ સ્વીકારવા પૃથ્વી પર મોકલ્યું હતું, પણ હું જોઉં છું કે તમે મૃત્યુને દાસ બનાવવાને બદલે સ્વામી બનાવ્યું છે. તમે મારા ઉદ્દેશથી કેટલા પ્રતિકૂળ વર્તી રહ્યા છો! પોતાના નિયત સમય પહેલા કોઈ પણ મૃત્યુને ભેટે એવો મારો ઉદ્દેશ નથી.'

મૃતક ભયથી કંપી ઊઠે છે, પણ પરીક્ષક શાંત રહેતા નથી. 'પૃથ્વી પરથી આવેલા યાત્રિઓ!' તે આગળ બોલે છે, 'તમે બધા પુનઃ મૃત્યુલોકમાં જાવ અને માનવજાતિને મારી આજ્ઞાઓનું પાલન કરવાનો આદેશ કરો. સમસ્ત ધર્મનો આ સાર છે. મારી આ મહાન આજ્ઞાઓ છે: પ્રાણી માત્રને ચાહો, મૃત્યુથી જીવનને અધિક ઉત્કૃષ્ટ, અધિક પવિત્ર અને અધિક મહાન સમજો. જાવ, અજ્ઞાનાંધ માનવજાતિને આ દિવ્ય સંદેશો સંભળાવો. તમારા માટે એક ઉજ્જવળ યુગ સમુપસ્થિત છે. તે ઉષઃકાળની માફક પૂર્વ

ગગનમાં છુપાયેલો છે. ટૂંક મુદતમાં જ તે પ્રકટ થશે અને જગત તેના આલોકથી ઝગમગી ઊઠશે. પરંતુ જ્યાં સુધી તમે આ યુદ્ધ-રૂપી મહા ભયંકર દાનવને તમારા ઘરમાં આશરો આપશો, જ્યાં સુધી તમે પોતે જીવનની પવિત્રતાનું મૂલ્ય નહિ સમજો, ત્યાં સુધી આ દિવ્ય આલોક તમારા ગગનમંડળમાં પ્રકટ થઈ નહિ શકે...'

ચંપા બોલતી અટકી ગઇ અને બેબાકળી થઇ તે આસ-પાસ ઊભેલા લોકો તરફ જોવા લાગી. લોકોના ચહેરા પર એક પ્રકારના સંતોષની આભા પ્રકાશિત હતી.

'અરે! હું ક્યાં ગઇ હતી? હું શું બોલતી હતી? ખરેખર પરમપિતા પરમાત્માએ મારા મુખે પોતાનો સંદેશો સંભળાવ્યો!' આશ્ચર્ય પામતી ચંપા બોલી. તેની આંખોમાંથી આનંદની અવિરત અશ્રુધારા વહેતી હતી.

## ઉપસંહાર

એક મહિના પછી...

જલીયાના પૂજારીના ઘરની સામે એક ઘોડાગાડી આવી ઊભી રહી. શોકસૂચક કાળાં વસ્ત્રોથી પરિધાન એક યુવતી તેમાંથી ઊતરી ચૂપચાપ મકાનના પાછલા ખંડમાં ચાલી ગઇ. તેના આગમનથી કોઇને આશ્ચર્ય ન થયું. તે જીવીત હોવાની વાત આખા ગામમાં ફેલાઇ ચૂકી હતી. તેના આગમનથી પુનઃ તે નાનાશા પરિવારમાં શાંતિનું સામ્રાજ્ય ફેલાઇ ગયું. હવે પૂજારી સ્ત્રીના—કંચનના—જીવનમાં હસ્તક્ષેપ નથી કરતા. નીરુના મરણ પછી ઘણુંખરું તેઓ એકાંત જીવન વ્યતિત કરતા હતા.

એક દિવસ કોઈ કામવશાત્ કંચનને પૂજારીના ઓરડામાં પ્રવેશ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તેને આનંદમય કંપારીનો અનુભવ થયો. જાણે પોતે અચાનક કોઇ વેરાન પ્રદેશમાંથી પ્રેમના

પુલકિત વાતાવરણમાં આવી પહોંચી. તેણે ઓરડામાં જોયું તો દિવાલ પર પોતાની જુદા જુદા સમયની તસ્વીરો લટકતી હતી. કબાટ પોતાનાં પ્રિય પુસ્તકોથી સજ્જ હતું. મેજ પર પોતે ગૂંથેલો વેલબુટેદારનો રુમાલ પાથરેલો હતો અને શ્રીકૃષ્ણની છબી આગળ ગીતા પડી હતી. આ જોઈ તેને સમજતાં વાર ન લાગી કે આ કામ તેના પતિનું હતું. આનંદથી તેનું હૃદય ઊભરાઇ ગયું.

'કદાચ તમને ખબર નહિ હોય કે, નીરુ પોતાની પાછળ અપાર સંપત્તિ મૂકી ગયો છે.' કંચન પૂજારી પાસે આવી બોલી, 'તેને નિર્દોષ જાણી તેનાં પાલક માતાપિતાએ પોતાની સમસ્ત મીલકત નીરુના નામ પર કરી આપી હતી. તે રકમ હવે કેવળભાઇ અને સીતાને મળી છે. આ બાબતનો આજે કેવળભાઇનો પત્ર છે. તેમણે આપણને દેવળી બક્ષીસ આપ્યું છે અને નીરુ દ્વારા આરંભ થયેલું લોકસેવાનું કાર્ય આગળ ધપાવવા અનુરોધ કર્યો છે. મારા સમજવા મુજબ આપણને ત્યાં કામ કરવાનું સારું ક્ષેત્ર મળશે.'

પૂજારીનો ચહેરો ગંભીર થઇ ગયો. તેમણે ઊભા થઇ ઓરડામાં આમતેમ આંટા મારવા માંડ્યા.

'સારી વાત છે. તારે જવું હોય તો તું ખુશીથી જઈ શકે છે.' પૂજારી બેપરવાઇથી બોલ્યા, 'તું અહીં રહે કે ત્યાં રહે, એ બધુ મારા માટે એકસરખું જ છે.'

'પતિદેવ!' કંચન ચમકીને એકદમ બોલી ઊઠી, 'આ ઘર સિવાય મારો આરો જ ક્યાં છે!'

'શું તારે આ ઘરમાં રહેવું જરૂરી છે?'

કંચન કાંઈ પણ જવાબ ન આપી શકી. તેનું ગળું રુંધાઈ ગયું. હાથ પકડી પૂજારીને બારી પાસે લઇ જઈ બગીચા

તરફ સંકેત કરી તે બોલી, 'યાદ છે, જ્યારે આપણે અહીં રહેવા આવ્યા ત્યારે અહીં જંગલી છોડ ઊગ્યા હતા! તેની દેખરેખ રાખનાર કોઇ નહોતું, છતાં દર વર્ષે તે ઊગતા હતા. તેને ઉખેડી નાંખી તેની જગ્યાએ મેં નવીન છોડ રોપ્યા, નવીન ક્યારીઓ બનાવી અને પાણી સીંચ્યું. જંગલી છોડને સ્થાને તે ફાલ્યાફૂલ્યા. પણ આજે તે નવીન છોડ ક્યાં છે? ક્યાં છે એ નવીન ક્યારીઓ અને તેમાં ખીલેલાં સુંદર પુષ્પો? તેને સ્થાને પુનઃ જંગલી છોડવાઓ પોતાના અંકુર જમાવી રહ્યા છે.'





# ગુજરાતી સાહિત્યની બે અનોખી

# ગ્રંથાવલિઓ

અને

## પ્રેમ અને પૂજા

## વિવાહ મંદિર

## વ્રજરાણી

## હવે... પછી....

1. આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર—અમદાવાદ.
2. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા—અમદાવાદ.
3. યુગધર્મ કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

લોર્ડ ક્રીન પ્રિન્ટરી, અમદાવાદ.